# સ્વાતિ

कोलक

આ સ્વાતિનક્ષત્ર વિષાદમાંહે
સર્યાં હશે અશ્રુ કદીક જગને,
તે સૌ બન્યાં મૌક્તિકકાવ્ય માગં
આજે મારી ઉરછીપલીમાં.

૧૯૪૧.

કવિતા કાર્યાલય – વિલેપારલે

પ્રથમાવૃત્તિ

૧૯૪૧

મૂલ્ય દોઢ રૂપિયો

મુદ્રક :
અમૃતલાલ પ્રભાશંકર સાતા
સ્ટેટ્સ પીપલ પ્રેસ,
મેડોઝ સ્ટ્રીટ, કોટ
મુંબઇ

પ્રકાશક :
મગનલાલ લાલભાઇ દેસાઇ
કવિતા કાર્યાલય
ગુરૂનિવાસ, નહેરુ રોડ,
વિલેપારલે

મારી સાહિત્યપ્રવૃત્તિમાં ઊંડો રસ
લેનાર, પ્રોત્સાહન આપનાર તેમજ
પોતાની સ્વયંપ્રેરિત ઉદારતાથી આર્થિક
સહકાર આપનાર મારા મુરબ્બી સ્નેહી

**શ્રી. નાગરજી રઘુનાથજી દેસાઇ**

અને

**સૌ. શાન્તાબહેન નાગરજી દેસાઇને**

આદરપૂર્વક

**અર્પણ**

આ જ લેખકના

કવિવર ખબરદારના વિસ્તૃત
પ્રવેશક સાથેનો કર્તાનો
પ્રથમ કાવ્યસંગ્રહ

## સાંધ્યગીત
૧૯૩૫

●

કર્તાનો દ્વિતીય કાવ્યસંગ્રહ

## સ્વાતિ
૧૯૪૧

હવે પછી

## પ્રેમધનુષ્ય
પોણા બે હજાર પંક્તિઓનું
મુગ્ધપ્રેમનું સપ્તરંગી કાવ્ય.

## મિત્રવિયોગ
સૉનેટમાળાથી ગૂંથાયેલું
લાંબુ શોકપ્રશસ્તિ કાવ્ય

## રૂપાગેડી
બાળગીતોનો સંગ્રહ

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮ | ૩ | પર્ણો । | પર્ણો |
| ૯ | મથાળું | સર | સૂર |
| ૧૮ | ટિપ્પણુ | લગાગા | લલગા |
| ૨૦ | મથાળું | જીવન સખીને | જીવનસખીને |
| ૨૧ | ૨ | મહાજ્યોર્તિવંતા | મહાજ્યોતિર્વંતા |
| ૨૪ | ૧૨ | ઉષા | પ્રભા |
| ૨૫ | ૧૮ | અસ્તાચલ વિષે થયો ! | અસ્ત અસ્તાચલે થયો ! |
| ૩૦ | ૪ | મારા | મુંને |
| ૩૬ | ૧૧ | તે | તેં |
| ૪૬ | ૨ | નાં | ના |
| ૪૬ | છેલ્લી | પરથી | પરથી. |
| ૪૮ | ૧૨ | ચરણુ રજ | ચરણુરજ |
| ૪૮ | ૧૪ | ઉષા ! | ઉષા, |
| ૪૯ | ૧૦ | હયે | હૈયે |
| ૫૪ | છેલ્લી | ઘેંટાં | ઘેટાં |
| ૬૧ | ૧૮ | કે | (નહી જોઇએ) |
| ૬૩ | ૧૫ | ઉષાનું | ઉમાનું |
| ૭૫ | ૧૮ | સાએ | સૌએ |
| ૭૮ | ૪ | આતો | આ તો |
| ૮૭ | ૧૦ | તે | તેં |
| ૯૭ | ૩ | જ્યારે | જ્યારે, |
| ૯૮ | ૪ | ન્યાળી | ન્યારી |
| ૯૮ | ૩ | સઘળાં | સઘળાં, |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૯૮ | ૧૬ | નવ મંગલ | નવમંગલ |
| ૯૯ | ૮ | નાથ! હે મારા | નાથ હે મારા! |
| ૯૯ | ૧૩ | અખંડ ધ્યાન. | અખંડ હું ધ્યાન. |
| ૧૦૧ | ૪ | જો | અહીં |
| ૧૦૨ | ૫ | તેજપ્રલયમાં | તેજપ્રકરમાં |
| ૧૦૪ | ૧૬ | શિબિરસુધી | શિબિર સુધી |
| ૧૦૭ | ૪ | ઝઝમે | ઝઝૂમે |
| ૧૧૦ | ૧૦ | ક | કૈં |
| ૧૧૩ | ૧૨ | કેરૂં | કેરૂં |
| ૧૧૪ | ૮ | એકધારે | એક ધારે |
| ૧૧૫ | ૧૩ | વાદ્ય | વાદ્યો |
| ૧૧૫ | ૧૭ | પશ્રિમ | પશ્ચિમ |
| ૧૨૪ | ૧૧ | ઊર્ધ્વ | ઊર્ધ્વ |

# અનુક્રમણિકા

# નિવેદન

ઇ. સ. ૧૯૩૯ માં 'સાંધ્યગીત' પ્રસિદ્ધ કર્યા પછી ગુજરાતની કાવ્યરસિક જનતા સમક્ષ હું આ મારો બીજો કાવ્યસંગ્રહ મૂકું છું. 'સાંધ્યગીત' નો જે સત્કાર ગુજરાતની કાવ્યરસિક જનતાએ કર્યો છે એ સત્કારથી પ્રેરાઇને જ મેં મારો આ સંગ્રહ મૂકવાની હિંમત કરી છે, એ સત્ય આભારની લાગણી સાથે અહીં જણાવવું આવશ્યક છે.

આ ગ્રંથના નામ વિષે પણ ઉલ્લેખ કરી લઉં. સ્વાતિ નક્ષત્રમાં વૃષ્ટિ થતાં છીપલીઓમાં મૌક્તિકો થાય એમ માની આ સંગ્રહમાં મેં મૌક્તિકો જ મૂકયાં છે એમ હું કહેતો નથી. 'સ્વાતિ' શબ્દ અને એ શબ્દનો અર્થ એ બંનેમાં કાવ્ય છે અને માટે જ મેં એ નામ કાવ્યના આ ગ્રંથ માટે પસંદ કર્યું. કવિતાઓ લખવા કરતાં કવિતાના સંગ્રહનું નામ પાડવું વધારે વિકટ છે એ મને આ સંગ્રહ વખતે લાગ્યું. જગતના સર્જનમાં સર્જન દુર્લભ છે ત્યારે નામ પાડવાં સુલભ છે. કાવ્યસાહિત્યમાં સર્જન સુલભ છે ત્યારે નામ પાડવાં દુર્લભ છે. છતાંયે મને ગમતું નામ હું આ ગ્રંથને આપી શકયો છું.

કોઇને એમ પણ લાગે કે લડાઇના સંજોગોમાં કવિઓને સંગ્રહ બહાર પાડવા કેમ ગમતા હશે? સહેજે આ પ્રશ્ન મારા ઘરથી માંડી પ્રભુના ઘર સુધી સૌ કોઇને થાય. લડાઇના સંજોગોમાં માણસો બેંકમાંથી મૂકેલાં નાણાં ઉપાડી લાવી ઘરમાં રાખે ત્યારે કવિતાલેખકો ઘરમા મૂકેલી કવિતા જાહેરમાં મૂકે! એનો ઉત્તર એ જ કે 'અમારા રાહ ન્યારા છે.'

આ પુસ્તકના લેખનમાં મારો એકલાનો જ ફાળો હતો પણ એના પ્રકાશનમાં એકને બદલે અનેકનો ફાળો છે. આવી મોંઘવારીમાં પુસ્તક બહાર પાડવું એ મારા જેવા માટે કેવળ અશકય હતું. હિટલર કોઇ પ્રદેશ જીતે એના કરતાં મારે ગ્રંથ બહાર પાડવો એ વધારે વિકટ હતું. પણ મુરબ્બી સ્નેહીઓના સહકારને લીધે જ આજે આ સંગ્રહ ગ્રંથસ્વરૂપ પામે છે. એ સ્નેહીઓનો હું જેટલો આભાર માનું તેટલો ઓછો.

આ સંગ્રહમાં શક્ય તેટલી વિવિધતા જાળવવા મેં પ્રયત્ન કર્યો છે. છંદની દૃષ્ટિએ અને વિષયની દૃષ્ટિએ એમ બંને રીતે વાચક એ વિવિધતા જોઇ શકશે. છંદમાં પણ મેં કેટલાક પ્રયોગો કર્યા છે. એ પ્રયોગો કેવા થયા છે એ વિષે કહેવાનો મને અધિકાર નથી.

આ સંગ્રહમાં વિષયવાર વિભાગો પાડયા હોત પણ આજે તો જગતમાં જે વિભાગો પડેલા છે તેની સરહદ ઉખડી જાય છે ત્યાં આ નવી સરહદો ક્યાં પાડવી? આ વિચારથી જ આ વિભાગો નથી પાડયા એમ પણ નથી, પણ કાગળ બચાવવા જ. કાવ્યરસિક એ વિભાગો સહેજે જોઇ શકશે. જે જે કાવ્યની મૂળ નકલ પર તારીખ હતી તે તે કાવ્ય નીચે તારીખ છાપી છે. બીજું દરેક દેશમાં જેમ વસ્તીપત્રક હોય જ તેમ દરેક પુસ્તકપ્રકાશનમાં વસ્તીપત્રક જેવું શુદ્ધિપત્ર મૂકવું જ પડે છે. વાચકો એ શુદ્ધપત્ર જોયા પછી જ આ કાવ્યપ્રદેશમાં ફરે એટલી આશા. આ ગ્રંથમાનું 'યુદ્ધ સ્મારક' કાવ્ય મદ્રાસના 'War Memorial (યુદ્ધ સ્મારક') પર લખાયેલું છે તે અહીં નોંધી લઉં.

સંગ્રહનું ટિપ્પણ આપવાની જરુર મને જણાઇ નથી. જો કોઇને કોઇ સ્થળે ન સમજાય તો તે મારી કવિતાની જ ખામી છે એ સ્વીકારી લેવા હુ તૈયાર છું. જ્યાં જ્યાં કેટલીક માહિતી આપવા જેવી જણાઇ તેનો નિર્દેશ મેં તે તે કાવ્ય નીચે જ કરેલો છે. આ સંગ્રહમાંનાં ત્રીજા ભાગનાં કાવ્યો જુદાં જુદાં સામયિકોમાં છપાઇ ગયેલાં છે. એ સામયિકોના તંત્રીઓનો હું આ સ્થળે આભાર માનું છું.

આ સંગ્રહના મુખપૃષ્ઠ પર જે રેખાકૃતિ છે તે મારા મિત્ર શ્રી. મોરારજી સંપતની છે. મિત્રભાવે એમણે જે અર્થસૂચક રેખાકૃતિ કરી આપી છે તે માટે એમનો આભારી છું. આ સંગ્રહના સર્જનથી માંડી પ્રકાશન સુધી એમાં સક્રિય રસ લેનાર મારા મિત્ર ભાઇશ્રી રતુભાઇ દેસાઇનો જેટલો આભાર માનું તેટલો ઓછો. જે સફાઇ-દાર મુદ્રણ થયું છે તે એમની જ અંગત કાળજીથી થયું છે.

કાવ્યરસિક ગુજરાત પાસે મારો આ સંગ્રહ પ્રગટ કરીને હું કૃતકૃત્ય થાઉં છું.

વિલેપારલે ૩૦–૧૨–૪૧ **મગનલાલ લાલભાઈ દેસાઈ**

૨૩૩૮૯

# 'ફ્લાઈંગ રાણી' માંથી જોયેલી સંધ્યા

: અનુષ્ટુપ્ :

પૃથ્વીના અંકમાં નાની પૃથ્વી 'ફ્લાઈંગ રાણી' આ
ઘૂમે છે પૃથ્વીની જેમ જનોના સુખકાજમાં.

: શાલિની–મંદાક્રાંતા–સ્રગ્ધરા :

એવી નાની પૃથ્વી 'ફ્લાઈંગ રાણી'
એમાં બેસી જાઉં છું ગામ મારે!
પૃથ્વીમાંયે બેસીને ક્યાં ન જાતાં
સૌને ગામે માનવી રોજ રોજ?

મારું યે ત્યાં આવતાં ગામ પેલું,
પેલા લીલા રમ્ય કાંઠા નદીના
તેડી રે'શે ત્યાં મને સ્નેહભીના:
હું તો મારે જઈશ ઉતરી શાંત ચિત્તે કિનારે.

ગામે મારે પ્હોંચતાં બાલ મારાં
નાચી રે'શે રમ્ય કિલ્લોલ નાદે.
ગાશે ઘેરું ગીત અસ્ફુટ શબ્દે
નાચી રાચી નિરખી મુજને મુગ્ધ સત્કાર દેશે.

લીલાં પીળાં ખેતરો અન્નપૂર્ણ,
નીલાં શીળાં નિર્ઝરો, નિમ્નગાઓ,
બીડો પેલાં હરિત તૃણનાં કાશ્મિરી શાલ જેવાં,
સોહી રે'શે સ્નેહની સૃષ્ટિસોડે!

અણ્વાડાનો ડુંગરો સીમમાંહે
સંધ્યાકાળે અનુપમ થશે તેજરેખા ધરીને
કીર્ત્તિશાળી પ્રતાપી કનકકિરીટશો તેં જ મૂકયો ધરાએ.

પેલી મીઠી લલિત સરિતા વિશ્વની વાંસળીશી
પૃથ્વી રાધા અધર પર ત્યાં બાજતી દિવ્ય સૂરે.
પેલાં ઘેલાં વિપુલ ઝરણાં પૃથ્વીકેરાં નૂપુરો
નાચી રાચી મુદ રણુકતાં મુગ્ધ આકાશ રંગે.

એ સૌને તો ભેટવા આજ ચાલ્યો,
આજે ઊંડી પ્રાણ કેરી પિપાસા
સંતોષાશે જન્મભૂમિ ઉછંગે.
કિન્તુ, સંધ્યા! હું જતાં ગામ મારે
તું કયાં ચાલી ગામ છોડી મજાનું?

તેં ના મારી રાહ કો' દિ' નિહાળી?
છે તેં મારી યાદ કો' વાર કીધી?
હું આવું છું ત્યાહરે કેમ છોડી
મારી મીઠી જન્મભૂમિ જતી તું?

: વસંતતિલકા :

ત્યાં રોજ કોલક તટે વિરમી અકેલાં
આલાપશું મધુર ગાન પ્રમત્ત થાતાં.
ને સુપ્ત વાદ્ય જગનાં જગવી ફરીથી
આ પૃથ્વીને કરશું ત્યાં રમતી સ્વરોથી.

ગાયાં બુલંદ રસગીત સુણી નદી તે
વ્હેશે અખંડ જગવી રટણા રસીલી.
પેલા અગાધ જલવાદ્ય મૃદંગનાદે
એ રમ્ય ગીતરટણા બજવી રહેશે.

: શાલિની :

તું થોભી જા! એક વેળા તટે ત્યાં
બેસી, છૂટાં આપણે બે ય થાશું.
મારે તો છે વાત કૈં પૂછવાની
તારે યે છે ઉત્તરો આપવાના.
તું જાણે છે જન્મ વેળાથી આંહીં
સંધ્યા! તારા દર્શને વિશ્વલીલા
જોઈ, પ્રોઈ દૃષ્ટિ આ કલ્પનાની.
વર્ષો વીત્યાં, આપણી પ્રીત એવી–
મેં ગાયું છે ગાન તારું અખંડ,–
તો તેં મારે કાજ ક્હેને શું કીધું?

હું આઘે ને બાલુડાં ગામ મારે–
તેં સંભાર્યાં છે કદી તેમને શું?
તેં તો ગૂંથી રશ્મિઓ સ્નિગ્ધ તારાં
બાલુડાંની પાંપણે દૃષ્ટિ ખેંચી.
મારાં ભોળાં બાલુડાં જોઇ રોયાં
તોયે તેનાં આંસુડાં તેં શું લૂછ્યાં?
મારો નાનો બાલ છે મસ્તીખોર
તારી સાથે માંગતો ખેલવાને.
તારે ખોળે માથુ મૂકી મજાની
ખેલ્યો સંતાકૂકડી એ કદીયે?

માગ્યો એણે ઘૂઘરો રંગવર્ણો–
તેં દેખાડ્યા ત્યાં રૂપેરી સુનેરી
કિન્તુ આપ્યો ના કદી તેં ય એકકે!

: અનુષ્ટુપ્ :

સોનારૂપા તણા બબ્બે તારે હાથે જ ઘૂઘરા,
કિન્તુ આપ્યો ન એકકે તેં ને રમાડી વસુંધરા.

: મંદાક્રાંતા–શાલિની :

તો શી રીતે મુજ હૃદયનો પ્રેમ પામી શકે તું!
સંધ્યા! તેં ના મુજ વિરહમાં બાલ મારાં રમાડયાં,–
તેં ના કો' દિ' નયન ઝરતાં તેમનાં આંસુ લૂછ્યાં.
તોયે મેં તો જગવી કવિતા ગાન તારાં જ ગાયાં,–
તારે કાજે મયૂરગણનાં કલ્પનાપિચ્છ ભેગાં
કીધાં–ગૂંથ્યાં તુજ લલિત એ રંગવર્ણા કલાપે.
મેં તો આપ્યું જીવનભર આ–પાછું આપ્યું જ તેં ના!

તું તારે જા તીર સૂના જ છોડી,
ઓઢી રે'શે ચુંદડી શ્યામરંગી
મારી મીઠી તે નદી–ગામસીમા.
સંધ્યા તારાં આંસુડાં એ વિયોગે
ટીપે ટીપે શ્યામ તે ચુંદડીએ
થીજી–થાશે વ્યોમતારા પ્રકાશે!
હું એકાંતે ગાન ગાઈશ મારું–
વ્હાલાં બચ્ચાં સાથ તીરે ફરીશ;
તારું સંધ્યા! ભાન ત્યારે ભૂલીશ.

૭–૩–૪૦

# પાવો

: મિશ્રોપજાતિ :

કાંઠા હતા કોલકના રસીલા:
કુંજારના ઘુમ્મટ રંગ લીલા
વ્હેતાં હતાં નિર્મળ નીર કોલકે
જગાડતાં ગીત બુલંદ મીઠું;
શોભા હતી ભવ્ય દિગંત કેરી!
ગોવાળ ત્યાં એક નિકુંજઘુમ્મટે
બેસી–બની મસ્ત અખંડ તાને
પાવો મહામંગલ સૂર રેલતો
બજાવતો ઊર્મિલ નીરતાલે!

એ દૃશ્ય તો રમ્ય પ્રશાંતિકેરૂં
સૌન્દર્યનું મંગલરૂપ જાણું:
ને સૃષ્ટિએ રંગ ધરી ઉમંગે
વ્હેતી કરી કોલક ગાન સંગે!

તે સાંજની વેળ અનૂપ જોઈ,
તે સાંજરે ભેટ અનૂપ પામ્યો.
પાવો મળ્યો તે સૂર રમ્ય રેલતો
ગોવાળનો મસ્ત થતાં જ પાવે.



મારે ઘરે વર્ષ કંઈકથી રહ્યો
એ રમ્ય પાવો–કર ના અડ્યો કદી.
પાવા તણા છિદ્ર મહીં ભરાઈ
હતી અરે ધૂળ! કરાલ કાળે
ભરી હતી ધૂળ વિચારી ના કદી
પાવો બજે ગાય જ ગીત એનાં!

ના આવડે લેશ બજાવતાં યે !
સુણાવનારો નહિ યે સમીપમાં !
એ ભેટ પામ્યો કઇ વર્ષ પ્હેલાં
આજે હલાવે ઉરબારણાં બધાં !

એને નિહાળી બસ ઝંખતો તહીં
તે સાંજની રમ્ય રસાળ લીલા;
વ્હેતી રહી કોલક ગાન રેલવી–
ને પંખી ટ્હૌકા દ્રુમકુંજઘુમ્મટે !
ગોવાળ પેલો અટુલો નિરાંતે
જોઇ રહ્યો એક વિરાટ પાવો
આકાશમાં છિદ્ર સહસ્રવાળો.
પાવો ન તેનો નિજ હાથમાં હવે !

નિહાળતાં ધૂળભરેલ પાવો
જોઇ રહું તે ગીતસૃષ્ટિલીલા
પાવા તણા અન્તરમાં જડેલી:
એ મૌનમાં સંગીત પૂર્વકાલનું
સૂણી રહું–કો' ન બજાવતો છતાં !

આજે ફરી જાઉં સુરમ્ય તીરે,
તે ગામ મારે દઈ આવું પાવો
ગોવાળને કોલક કાંઠડે તહીં !
બજાવનારો બસ એક પેલો
ગોવાળ એનો–સ્થળ એક એ જ
ને વેળ એની બસ રમ્ય સાંજ !

ત્યાં જાગશે કોલક ગાન મીઠાં
ગોવાળ એનો લઇ રમ્ય પાવો
બજાવશે–ઘુમ્મટ કૈં ગજાવી.

ને પશ્ચિમે ત્યાં નભગંગ તીરે
ઘેટાં તજી કો ભરવાડ એનો
પાવો ઘરેથી ઝટ લાવવાને
જશે અને એક વિરાટ પાવો
બજાવશે શ્યામ નિહારિકામાં.
ત્યાં વાગશે તે નભગંગ તીરે
વિરાટ પાવો ભરવાડ કેરો :
ને ગામ મારે સરિતા તટે હશે
ગોવાળ પેલો બસ એ બજાવતો !
એના સુણી સૂર પ્રશાંતિ માંહે
થઈશ હું ધન્ય—અપૂર્વ સૂરે !

૨૪–૨–૪૦



( V. SACKVILLE–WEST ના THE PERSIAN FLUTE નામના કાવ્યપરથી )

# બગવાડાની ટેકરી પરથી

: રોળા :

આ સુન્દર અતિ રમ્ય ટેકરી બગવાડાની,
પગ આગળથી જાય સરિત શી કોલક છાની ?
ઝૂકે લીલાં ઝુંડ ફરકતાં પર્ણો પવને,
ત્યાં વિલસે અતિદૂર લલિત સંધ્યા શુભ ગવને.

પૂર્વે ત્યાં મુજ ગામ ધવલ કો અજશું સોહે.
કુદરતની શી મ્હેર નયન બે ચંચલ મોહે.
લીલાં પીળાં ચીર ધરીને પોઢી ધરતી,
કંઠે માળા રમ્ય સરિતની સુભગા ફરતી.

અહીં તળેટી માંહ્ય વિરમતાં ગોધણ તીરે,
સાથે નિજ ગોપાલ તરન્તો કોલક નીરે.
શી આ લીલા આજ કવનમાં ગૂંથું હાવાં !
રહ્યું મધુર આ કાવ્ય તલસતાં વૃક્ષો ગાવા !

ધરી રહી સહુ મૌન રસિકતા મ્હાલે સીમે,
સંધ્યા નિરખી દૃશ્ય સરે છે ક્ષિતિજે ધીમે.
આ વિલસ્યું ગુજરાત, ગિરા શી ગરવી ગાજે !
કયાં છે બીજું ઠામ અનુપ જ્યાં કુદરત સાજે !

ભલે રહ્યું કાશ્મીર ધરીને દર્પણ જળના !
ભલે ય સ્વીટ્ઝરલેંડ ધરે કૈં ભભકા પળના !
પણ ના મારે ભાગ્ય નિરખવા સ્થળ આઘેનાં :
ગુજરાતે કાશ્મીર અહીં આ દર્શન એનાં !

*

ગુજરાતની દક્ષિણે કોલક નદીના કાંઠાપરના અત્યંત રળિયામણા પ્રદેશમાં બગવાડાની ટેકરી નદીના કાંઠાપર જ આવેલી છે. સામે કાંઠે ચાડિયાની ટેકરીઓ છે. ટેકરીથી મારૂં ગામ એક માઇલના જ અન્તરે છે.

# દિવ્ય સર

: ચોપાયાની દેશી :

તું કોકિલ વનવન ઊડનારો 'ટુહૂ ટુહૂ' કરનારો,
આજ અહીં તું હરિત કુંજમાં ટહુકો જગવી તારો
અમૃત ઉરમાં રેલવજે !
ઘટા ગગન ઘનઘોર ગજાવી ગભીર તારે સૂરે
દેવકુંજના ટહુકા દેજે ભરી હૃદય રસપૂરે !
સંદેશા શુભ પાઠવજે !

નીલ ગગનની તારકકુંજે રજનીશને પેલો
શ્વેત અંગનો કાકાકૌઓ આઘે નિત્ય અકેલો !
પણ તું સમીપ વિહરજે !
ઇન્દ્રચાપની શાખે બેસી મયૂર મેના બોલે,
પણ પ્રિય મીઠા કોકિલ આવે નહિ કો તારે તોલે.
રણકા ટહુકાવી ભરજે !

સમજું કે ના સમજું તારા ટહુકા શુભ રસઘેરા,
પણ કોકિલ ! તુજ ટહુકે ટહુકે પડઘા થાય અનેરા
પ્રભુના બોલ પડે ન્યારા.
કુંજઘટા કે સરવર તીરે–અગમ્યની કો પારે,
ઘોર ઘૂઘવતા સાગર પર વા આઘે કનકમિનારે
ઊડજે ટહુકા દઈ તારા !

વિજન ગગનવન, જનઉપવનમાં કિર્ત્તન કવન તું કરજે
પણ હે કોકિલ ! દુખસરિતાતટ કવિતાકુંજે ઠરજે,
રસભર સૂર ઉરે ભરજે !
ઊડ ભલે તું ઊર્ધ્વ ગગનમાં–દેશ રહ્યો તુજ દૂરે,
સાંજ થતાં આવીશ તુજ પૂઠે હું પણ એ તુજ સૂરે
ટહુકા ત્યાં શાશ્વત કરજે !

# ગવરી

: સાંધ્ય છંદ :

જો ભાણુ નમ્યો ત્યાં વ્યોમે
તું આવ હવે આ પાર :
રવ શાંત થયા ખેતરમાં,
કમળો બીડાયાં સરમાં,
દીવા પ્રગટ્યા ઘરઘરમાં,
આકાશે ઝગતા તાર;
જો ભાણુ નમ્યો ત્યાં વ્યોમે–
તું આવ હવે આ પાર! (૧)

જો વનવગડે પથરાતો
ધીમે ધીમે અંધાર;
નિર્મળ નિર્ઝર નિજ ગાને–
ચૂમે સંધ્યાકર જાણે;
સરિતા વહેતી નિજ તાને
શમવા સાગર મોઝાર;
જો વનવગડે પથરાતો—
તું આવ હવે આ પાર! (૨)

આ વગડો નિર્જન થાતો
નહિ માનવનો હોંકાર;
પલ્લવ પણ નીરવ કુંજે,
પંખી નહિ ગીતો ગુંજે,
છાયા ઢળતી જગપુંજે,
સંધ્યાનો પળ ઝલકાર;
આ વગડો નિર્જન થાતો—
તું આવ હવે આ પાર! (૩)

આકાશે વાદળ જાતાં—
લઈ રંગપ્રભા સાકાર,
થઇ ઇન્દ્રધનુષ્ય કમાને
સહુ ચાલ્યાં ટેવ પ્રમાણે,
નિજ વાસ વિશે ઠરવાને,
ચાલી જાણે વણઝાર;
આકાશે વાદળ જાતાં—
તું આવ હવે આ પાર! (૪)

જો વ્હેતી કોલક ધીમે
ગૂંથી કિરણોના તાર;
નીરવતા દિશ ચોમેરે,
સંધ્યા કુંકુમ કર વેરે,
પળતાં પથ જાવા ઘેરે
થઈ પશ્ચિમ નભને દ્વાર;
જો વ્હેતી કોલક ધીમે—
તું આવ હવે આ પાર! (૫)

ગોરજ ઊડી ગોધણની
ઊછળ્યો શું પારાવાર!
કો ગીત મધુર લલકારી
આવે ખેડૂતકુમારી
નિજ ઢોર સકળને ચારી
લઇ માથે ભારો ચાર;
ગોરજ ઊડી ગોધણની
તું આવ હવે આ પાર! (૬)

ઝાડી થઇ કાળી વનની
ને ભાણુ ગયો તે પાર !
દિગંત છલોછલ રંગે
તારક પલકે સ્વર્ગંગે,
સૌ વનપંખી ઉમંગે
ઊડયાં નિજ નિજ કુંજાર !
ઝાડી થઇ કાળી વનની—
તું આવ હવે આ પાર ! (૭)

જો રાત સરે ચોપાસે
નીરવતાનો અવતાર;
ડુંગર મુનિવરશા બેઠા,
ધરતી પર ધ્યાને હેઠા,
બીડામાં વનચર પેઠાં,
નહિ કોઇ રહ્યું ઘર બહાર;
જો રાત સરે ચોપાસે—
તું આવ હવે આ પાર ! (૮)

હું તુજને કયાં કયાં શોધું ?
ઓ 'ગવરી' દઉં પડકાર ?
તું કયા વને અટવાતી ?
ઘરવાટ કદી ભૂલાતી ?
તું આવ અરે હરખાતી !
આ ઘોર થયો અંધાર !–
હું તુજને કયાં કયાં શોધું–
તું આવ હવે આ પાર ? (૯)

રવિ અસ્ત થયો પશ્ચિમમાં-
તુજ કોણુ વને આધાર ?
ગવરી ! તું કેમ ન આવી ?
કયમ તેં વેળા ચૂકાવી ?
તું શીદ સદા રૂહે આવી ?
દ્હોશે મુજવિણુ કો ધાર ?
રવિ અસ્ત થયો પશ્ચિમમાં-
તું આવ હવે આ પાર !* (૧૦)



## વહાલાની વાટ

: ઝીણા ઝરમર વરસે મેહ :

વ્હાલો વસતો આજે પરગામ
ફરકે એની આંખડલી !
લેતો હશે શું એ જ એનું નામ ?
ફરકે એની આંખડલી !

આભે ઝમકે દૂર રંગીલી સંધિકા
આવે પ્રીતમ આજ દ્વારે રે !
જોઇ સદા એણે વ્હાલાની વાટડી,
વ્હાલો આવે અભિસારે;
હો ! ફરકે એની આંખડલી !



* ALGERNON CHARLES SWINBURNE ના સુપ્રસિદ્ધ કાવ્ય 'IF LOVE WERE WHAT THE ROSE IS', ના લયમાં આ છંદ યોજવામાં આવ્યો છે. માત્રાની ગણત્રી અને સુસ્વરતા અહીં બસ છે.

ડુંગરની ટોચ પર આવ્યો છે સાહ્યબો,
હવે ન વાટ કાંઇ લાંબી રે !
ડુંગર ઉતરીને આવ્યો એ બીડમાં
સંધ્યાની છાંય થાય ઝાંખી;
હો ! ફરકે એની આંખડલી !

બાર બાર માસના વસમા વિરહમાં
દોહ્યલા દિવસ એણે ગાળ્યા રે !
વ્હાલાની ચાલ એ આંખે ઓળખતાં
હૈયાના રોગ વ્હાલે ટાળ્યા !
હો ! ફરકે એની આંખડલી !

આથમતો ભાણુ ત્યાં પૃથ્વીને આંગણે;
એને આકાશ આજ ઊગ્યો રે !
વ્હાલાને ભેટવા દોડી એ ચોકમાં–
હરખે ત્યાં નાથ આવી પૂગ્યો,
હો ! ફરકે એની આંખડલી !

જોઇ એને તોય ના ભેટયો નાવલિયો
વેગે આતુર ઘરે પેઠો રે;
દેખાઇ ના તેને ત્યાં તો અલબેલડી
પાછો જોવા આવ્યો હેઠો;
હો ! બીડી એણે આંખડલી !*



* અંગ્રેજીમાં 'Maid of Neidpath' નામનાં બે સુપ્રસિદ્ધ કાવ્યો છે. એક સ્કૉટનું છે અને બીજું કૅમ્પબેલનું છે. સ્કૉટનું તો સ્કૉટના અનેક કાવ્યોમાંનું એક ઉત્તમ છે. એ કાવ્યનો આ સ્વતંત્ર અનુવાદ છે.



# પારનેરા

: સ્રગ્ધરા :

ઊંચેરો પારનેરા ગિરિવર ગરવો શૃંગ ઉત્તુંગ રાખી
શોકાર્ત્તોરે ન શોરે અડગ રહી ઉભો દૃષ્ટિ ચોમેર નાંખી.
લીલાં પીળાં રસીલાં પુલકિત વન ને ખેતરો ધાન્યવંતાં
વંટોળે સાગરોશાં પળપળ ભરતીઓટ લ્હેરે લસંતાં.

વર્ષોના વીંઝણામાં અવિચલ ગિરિ એ ક્રૂર વંટોળ સામે
છાતી રાખી સજોરે નિજ ગતિ ગરવી કીર્ત્તિ રાખી વિરામે,
લાટાન્તે લાડિલો એ સદિવ નવલ શો આજ ગંભીર સોહે,
નિત્યે એ ધેનુઓને નિજ ઘુંટણુ પરે તાંબડી રાખી દોહે.

ખોળે એને રુપાંગે અનુપમ રમતી બાલિકા પાર નાની,
નાનેરું 'પારડી' યે સરિત ભગિનીની સાથ કિલ્લોલ માણી.
દાદાની ઉષ્ણુ હૂંફે ઉભય શિશુ રમે શાંતિથી સાથ સાથે;
દાદા એ પારનેરા નિજ શિથિલ કરો ફેરવે બેય માથે.

વૃદ્ધાવસ્થે શરીરે કંઈક કરચલી, વાળ વૃક્ષાદિ લીલાં
ઢાંકે છે અંગ એનું શીતલ શિશિરમાં ટાઢથી એ રસીલાં.
અંગે એને પડ્યા છે કંઈક ઉઝરડા રક્ત રંગ્યા અરૂઝયા–
–તેને આ માનવીએ અવિચલ અવશેષો ગણી નિત્ય પૂજ્યા.

: વસંતોપજાતિ :

આરોહવા ગિરિ મહોન્નત પાય ધીરે
સોપાન ઊંચાં ચઢતો ડગી ના–
ને પશ્ચિમે પ્રસરતા જલપાટ નીરે–
સુણાય શી રુદ્ર સમુદ્રવીણા ?
તે ઘોર શોર શ્રવણે પડતાં લયલીન તાને
માપ્યું જરી ના.

જોઉં મહોન્નત પ્રભામયશૃંગ સાજે,
આકાશનો ભાર શિરે ગ્રહીને.
સત્કારતાં સહુ દિશે વનવૃંદ ગાજે,
મારે પદે પલ્લવ કૈં ધરીને.
આરોહતાં વિકટ માર્ગ ચઢે ઉર થાક-ડૂમો
જાઉં ધપીને.

આ શી કરાડ વિકરાલ નિકુંજ ઘેરી,
વિશ્રામસ્થાનો વનપંખીઓનાં :
આવે સમીર તણી શી અતિરમ્ય લ્હેરી-
સંભારતા અન્તર આર્દ્ર સૌનાં.
વિશ્રાંતિ ભ્રાંતિ નયને, ચિર વાસ જ કોતરોમાં
છે દિગ્ગજોના.

આવ્યું પ્રદીપ્ત ગિરિશૃંગ સપાટ જાણે
કો' કાળનું આસન અદ્રિટોચે
વાળી પલાંઠ શિખરે પ્રભુ મુગ્ધ ધ્યાને
બેસે ઉઠે, વ્યોમ સુધી ય પ્હોંચે.
સૌમ્ય પ્રબુદ્ધ અતિશુદ્ધ તપસ્વી વિરાટ કાયે
કલ્યાણ શોચે.

ચોમેર મ્હેર વરસાવી પ્રશાંત કાળે
આપી રહે આશિષ માનવીને.
એના પ્રચંડ ગિરિઆસનથી નિહાળે-
લીલા જગે માનવની નમીને,
ને કોક વાર ત્યહીં પાર પ્રસુપ્ત જલે ઝુકાવી
ન્હાતો ડુબીને.

આ કોટ, ખાઇ અવશેષ અહીં પડેલા;
આ પત્થરે પ્રાણુ પરાગ ન્હોતા ?
આ પાન પાનખરનાં ? ઋતુરંગ પેલા
ઊડી ગયા ગૌરવ કાળ જોતાં ?
જીર્ણાવશેષ ઇતિહાસ તણા અહિં વર્તમાને
નિર્જીવ સ્હોતાં

નિર્જીવ પત્થર અને વનપાનપાને !
નિર્જીવ આ શૃંગ : ધરા સુનેરી !
તોયે રહી કબર એ હજી વર્તમાને
હાટયા અહીં તે ઇતિહાસ કેરી !
આવી અહીં મુજ સમા કવિબાલ મનુષ્ય વા કો
જોશે અનેરી !

વર્ષો થયાં કબરને થઈ જીર્ણ એ તો–
આજે પડયાં પત્થર પાન સૂકાં;
ને દિવ્ય રમ્ય ઋતુરાજ સદૈવ રહેતો,
એણે અહીં પર્ણવિવર્ણ મૂકયાં.
સાષ્ટાંગ પૂજન કરી ઇતિહાસ તણું જ પ્રેમે
એ અર્ઘ્ય દેતો !

ના આ ગિરા, નહિ જ પત્થર કૈં નજીવા !
આ પૂજ્ય આંહીં મૃત દેહ મારે.
હું અંજલી હૃદયથી, કબરે ન દીવા
આજે જગાડી દઉં શોકભારે ?
તું પૂજ્ય પૂજ્ય જગને, જનવાસ થકીય ઉંચે !
શું છે વધારે ?

સંધ્યા સદા વિરમીને ગઢ ખંડિયેરે,
પેટાવતી દીપક જ્યાં ઝગન્તો;
ને વ્યોમવેલથી ચુંટી કુસુમો જ વેરે-
તારા પરે-પત્થર તું લસન્તો !
તું પૂજ્ય પત્થર રહ્યો કબરે ઇતિહાસ કેરી
કલ્યાણવન્તો !



પારનેરાનો ડુંગર ગુજરાતની દક્ષિણે વલસાડથી યે દક્ષિણમાં પાર નદી પર આવેલો છે. ડુંગરની દક્ષિણે નદી છે અને પૂર્વમાં 'પારનેરા પારડી' નામનું તળેટીમાં ગામ છે. પશ્ચિમે સમુદ્ર છે. કોલક નદીની ઉત્તરે ગુજરાતની આ બીજી નદી છે.

આ કાવ્યના 'વસંતોપજાતિ'માંની ૫ મી પંક્તિમાં લગાગા વધારે છે. ૨, ૪, અને ૬ માં મેળવેલા પ્રાસ એની એકલયતા જાળવી લે છે.

# જીવનસખીને

: શિખરિણી :

અજાણ્યાં બંને યે પ્રિય સખી હતાં લગ્નતિથિએ :
અધીરા હૈયામાં રસઝરણ વ્હેતાં પણ હતાં,
છતાં ત્યારે મીઠા ઝરણ કલનાદે ઉભયની
બુલંદી બંસીના સ્વર સખી સુણ્યા તે પળ હતા.
સખી ! સંધ્યાકાળે વિજન વનમાં એકલ રહી
નિહાળી હું રહેતો પ્રતીચિદિશ સંધ્યા ઝળકતી
દગો આંજી દેતી નિજ અનૂપ તેજે હસમુખે.
છતાં તે તો ત્યાંથી સરકી જઈને અન્ય નભમાં
ઝગી રહેતી એનાં નવકિરણની માળ રચતી.
રહી ત્યાં અંધારે ગગન નિરખું મીટ દઈને–
ઝગંતા ઝીણેરા ધવલ શુભ તારા નવનવા.
ત્યહીં ખીલી રહેતી બીજ શશીકલા સૌમ્ય વદને,
સખી ! જોઈ તેને વિકસી મુદ પૂનેમ બનતી.

હતો એવા ગાઢા તિમિર મહીં હું જીવન વિષે
નવોન્મેષે તારા ક્ષણ નિરખતો કલ્પિત તટે.
મનોધાને મારે નવ કુસુમશાં એમ ઝગતા
અમોલી આશાના નવલ મધુરા તારક લસ્યા.
સખી ! મેં ત્યાં જોઈ મુજ જીવનમાં તું શશીકલા
ઊગીને ખીલી તું થઇ શરદ પૂનેમ જીવને.

સદા તારે તેજે મણિમય લસી અન્તર પ્રભા
અનોખા લાવણ્યે મુજ હૃદયના પદ્મ ઉઘડ્યાં.
અને એની મ્હેકે મુજ જીવનમાં સૌમ્ય સુરભી
રસીલા ગુંજારે મધુર સુરખી સાથ પ્રસરી !

સખી ! ગાયું મેં તો મધુર ગીત પ્રેમાર્દ્ર ઉરનું
ઉપાડયું તેં ઝીલી ચગવ્યું ગગને ગુમ્બજ મહીં.
પ્રભા તું તો મારી થઇ જીવનની શાશ્વત કલા !

સખી ! તું તો મારી મધુર કવિતા દિવ્ય દિલની.
વસી હૈયે મારે નવ નવ નવાં તેજ દઇને.
અને કાવ્યોદ્યાને પરિમલભર્યાં પુષ્પ નવલાં
મને આપ્યાં તેં તો તુજ પ્રણયની ભેટ ધરતાં.
સખી ! પૃથ્વીની તો શરદ શશીલેખા ગગનથી
સરી અંધારાના ઉર ભીતરમાં વાત કરતી !
છતાં તું તો મારી કવિજીવન વ્યોમે શશીકલા
રહી ખીલી નિત્યે જીવનભર પૂનેમ બનવા.

સદા મ્હોરી રહેશે મનહર પ્રભા મંજરી, નવાં
નવાં ગાને ગાને પુલકિત ત્રિવેણીવહનમાં.
સખી ! તેં તો ઢાંકી ઉણપ પ્રભુનીયે જીવનમાં
અને ઢાંકી મારી હૃદય રમતો સ્નિગ્ધ નયને.
ત્યજી હું તો મારું જગ અખિલ, કાવ્યોર્મિ પ્રભુની,
રહ્યો હૈયે તારે પ્રણયનિધિમાં સ્નાન કરવા.
ડુબાડે તો ડૂબું લઈ હૃદયની કાવ્ય ઘડુલી.
નવાજે જો પુષ્પે પ્રિય સખી રમું તે પરિમલે.
રહી તું તો સૃષ્ટા મુજ જીવનની મંગલકલા !
વટાવ્યાં કૈં બીડો સર સરિત ને ડુંગર વનો,
અને પુષ્પો કેરી મૃદુલ મધુરી પાંખડી પરે
પડયાં જો કૈં ટીપાં જીવન સખી ! લૂછ્યાં જ ત્યહીં તેં.
કદી મારે નેત્રે દીન જીવનમાં ઝાકળ ઠર્યું
સખી ! લૂછ્યું તેં તો તુજ અધરથી સ્નિગ્ધ નયને.
સદા તારી હૂંફે રહી જીવનકેડી ઊતરવી–

પ્રભા પુષ્પો સાથે કવિજીવનયાત્રા જ કરવી
મહાજ્યોતિર્વંતા પરમ ધ્રુવતારા પ્રભુ ભણી.

અનેરા બ્રહ્માંડે પ્રિય શશીકલા, પુષ્પ, કવિતા,
ત્રિવેણીના નાદે ચિર વિલસતાં દિવ્ય દ્યુતિએ.
ત્રણેની તું સૃષ્ટા જીવનસખી સૌભાગ્યમણિ તું !
હવે તો હું તારા હૃદય ઝરણે સૂરરમણા
સુણીને સૂણાવું અખિલ જગને કાવ્યરટણા.

૨૪-૩-૪૦



## મજલ

: મંદાક્રાંતા :

આંધી ભાથાં પડશું પથમાં દિન ઊગે પહેલાં,
રોશું લ્હોશું નયન નમણાં થાકતાં ત્યાં અકેલાં:
થાક્યાં પાક્યાં પણ ગિરિવનો કો શ્રમે ઊતરીશું
પૂરી લાંબી મજલ કપરી સાંજ પ્હેલાં કરીશું.



## માંદગીને—

: શાલિની–સ્રગ્ધરા :

તારી સાથે માંદગી! મૈત્રી બાંધી
કૈં વર્ષોથી પ્રીતની રીત જાણી.
મેં જાણ્યું ના–તું સગી ના કદાપિ
આ પૃથ્વીના માનવોની ઘડીયે!
તોયે મીઠી તું મને છે વધારે :
મોંઘેરી માંદગીનાં પુલકિત પગલાં આજ થાતાં જ દ્વારે!

જ્યારે બાંધી મૈત્રી મેં પ્રેમમુગ્ધા,
ના કીધા મેં પ્રીતના કૈં કરારો.
ગાવું મારે – સૂણવું એહ તારે;
ના બીજું કૈં માંગવું : આપવાનું.
ત્યારે તું તો દ્વાર મારે પધારી
ભેટી પ્રેમે ઉમંગે મુજ શિશુ સખીને મિત્ર સાચો વિસારી.

તું મૃત્યુની છે ઉપાશી દુલારી
તું છે સાચી જિંદગી જોખનારી.
તું તો જાણે સ્વર્ગ ને પૃથ્વી વચ્ચે
વ્હેતી ગંગા તેજઅંધારઘેરી!
એવી તારી સૌમ્ય ને ઉચ્ચ રીતે
ઓચિંતી આજ આવી મુજ જીવનતણી આ પળે શોકગીતે.

ગાવું ન્હોતું તે ગવાયું ઘડીમાં,
હૈયે મારે પ્રીત ગાઢી હતી તે,
આજે તોડી નાખવા ચિત્ત કે'તું.
આવો લ્હાવો મૈત્રીનો મિત્રદ્વારે!

મારા નાનાં બાલુડાને રડાવી—
તેં કંપાવ્યા ઘડીમાં મુજ હૃદયતણા તાર ગાણું જગાવી!

જાંબુરંગી સાંધ્યલેખા છુપાવે
જેવી રીતે બીજની ચંદ્રરેખા!
તું છે એવી મૃત્યુની ઘોર કેડી,
ક્યાંથી તેમાં જોઉં સૌન્દર્ય તારું?
મારે તો ના રાચવું કાંઈ જોવા—
સંધ્યા કે ચંદ્રમા હો પુલકિત નભમાં શૂન્ય સાકાર હો વા!

૨–૪–૪૧



## કદી મારે દ્વારે—

: શિખરિણી :

કદી મારે દ્વારે પુલકિત ઉષારાણી ઝળકશે,
રસોલ્લાસે પાછી મૃદુલ પગલે મંજુલ સ્વરે!
દિનો કૈ વીતાવ્યા તદપિ કર આછાં નહિ સર્યાં!
નિરાશાના ગાઢા તિમિર મહીં જ્યાં અશ્રુ દૃગથી
સર્યાં, ત્યારે આવી થઇ મધુર સંધ્યા ક્ષણજીવી!

૩૧–૧૨–૪૦



## સૂર્યાસ્ત

: મિશ્રોપજાતિ :

તું શિષ્ય મારો પ્રિય બાલ મારો
કૌમાર્યનાં દર્શન આપનારો.
તારો સદા સંગ લઇ મજેની
મેં બાલ્યની સૃષ્ટિ નિહાળી પ્રેમે.
ને એક વેળા ત્યહીં મેં નિહાળ્યું
પૂર્વે મહામંગલ દિવ્ય જ્યોતિનું
રંગેભર્યું દર્શન સ્નિગ્ધ નેણે.

: અનુષ્ટુપ્ :

પૂર્વની રંગલીલામાં ઊગ્યો સૂર્ય સુરંગથી
પૃથ્વીના ઘોર અંધારે રેલી રંગ ઉમંગથી

: મિશ્રોપજાતિ :

ને બાલ એ સૂર્ય પ્રદીપ્ત ઊગ્યો
સંસારની અન્તર અન્તરિક્ષે
કૌમાર્ય ને સ્નેહ ઉષા મધુરી
રેલાવતો માતપિતાતણે ઉરે.

●

તારી કૂણી સૂર્યપ્રભા મહીં સૌ
ખેલી રહ્યાં ભાંડુ બધાંય તારાં.
ભાનુ અને ડાહ્યું પ્રસન્ન સર્વે
તું ભાઇની એક અખંડ છાંયે
ખેલી રહેતાં ઘરઆંગણામાં.
કો’ વાર બાગે રમતાં નિહાળી
પંખીગણો કોઇ નજીક ડાળે,
તું ભાઇ ત્યાં એ સહુને બતાવતો;
બંધુત્વ એ સૌ વનપંખીઓનું.

હું એક દા'ડો તુજને શિખાડતો
હતો કની તે કવિતા મજેની.
ત્યાં ચિત્ર પાના પરનું બતાવી–
મેં તો બતાવ્યું પ્રિય બાલ ત્યારે,
"જો જાય ઉડી અહીં એક પંખી–
ને જો રહ્યાં આ ત્રણપંખી ડાળે!"
તે ચિત્ર આજે ફરી યાદ આવે
તું ઊડતાં છોડી જઇ ત્રણેને !



માતાપિતાને ઉરલાડ ઘેલો
તું આજ ચાલ્યો સહુથી અકેલો !
આ બાગને ભાંડુ બધાંય છોડી
તું ભાઇ.! ચાલ્યો નવ વાટિકામાં !

: અનુષ્ટુપ્ :

તું ઊગ્યો આથમ્યો તું યે–અંધારાં શોકનાં રહ્યાં–
શોકલીન રહી રાત્રિ ધરી અંક શશીપ્રભા.
અમારે આંગણે આજે આથમ્યો–ઊગશે ફરી
અન્યત્ર દેવને દ્વારે દિવ્ય કાંતિ સદા ધરી.
તેજવન્તો ઊગ્યો તું ને રેલી તેજ સદા ગયો,
સંધ્યાના સૂર્યનો જ્યોતિ અસ્તાચલ વિષે થયો !*

૮–૮–૩૯



*મારા શિષ્ય ચિ. સૂરજમલ ખુશાલ શાહના અવસાન નિમિત્તે આ કાવ્ય લખાયા પછી અગિયાર માસમાં જ સૂરજમલના નાનાભાઇ ડાહ્યાલાલનું પણ અવસાન થયું.

## રાહ

: શાલિની :

હું તો બેઠો જોઇને રાહ તારી!
આવી રહેશે તું ઘડીમાં જરૂર!
ના વેળા યે સઘ પૂરી થતી કેં
સંધ્યા ધીમે ઓસરી જાય દૂર!
આવી રહેશે—ના બને ના જ આવે!
જોવી મારે રાહ તારી જ આજે:
એ રાહે તો હું ઊડી સ્હેલગાહે
જોઇ આવ્યો કલ્પના સૃષ્ટિ મારી.

તોયે ના’વી વેળ વીતી ઘણીયે?
છોડું આશા? આવશે ના કદીયે?
છો ના આવે: દ્વાર ખુલ્લાં કરેલાં
ભીડી પાછાં ગીત ગાઇશ મારાં.
છું એકાકી, એકલો હું રહીશ—
છે મારે શું કામ આજે બીજાનું?

: અનુષ્ટુપ્ :

પશ્ચિમે રંગ સંધ્યાના શમી શૂન્ય વિષે ગયા
પૃથ્વીનાં દ્વાર ભીડાયાં, અંધારાં જગમાં થયાં!
મેં યે ઊઠી પછી ભીડ્યાં મારાં દ્વાર નિરાશથી—
બેઠો હું એકલો મારે ગાતો ગીત વિલાસથી.

: શાલિની :

ત્યાં તો કોકે આવીને દ્વાર ઠોક્યાં.
ઉઘાડું કે ના ઉઘાડું જ દ્વાર?
એ વિચારે વેળ સારી ય વીતી.
વિચારીને દ્વાર પાછાં ઉઘાડ્યાં
ત્યાં તો ન્હોતું બારણે કોઇ મારે!

૨૯-૨-૪૦.

## બારીત્યાગ

: મિશ્રોપજાતિ :

પૂનેમની ચાંદની રાત માંહે
હું, મારી પત્ની, શિશુ સાથ ત્રીજો,
શૂહેરે જવા સા ઉપડ્યાં સહેલવા
જોવા પડી 'ફીલમ' દેવદાસની.
જઇ ઝપાટે ઝટ, ગાડી આવતાં
અમે પ્રવેશ્યાં ગભરાટ છોડી.

સખી ગઇ બારી સમીપ બેસી,
કહી મને સન્મુખ તેની બેસવા.
"દે બેસવા બારી સમીપ તું મને,
ને બેસ તું સંમુખ આમ મારી."
કહી, ધરી રાહ જગા તણી હું
ઉભો તહીંથી ડગ યે ખસી ના.
કીધો ઘણો આગ્રહ તોય, તેણે
જગા ન આપી. "શિશુને જરી, લ્યો;
જુઓ રડે છે તમને નિહાળી
ઉભા રહેલા." વદતી હસી રહી.

"સ્વામી કહે તે કરવું પડે સખી
એ શું શિખી શાસ્ત્ર વિષે હજી ન તું ?"
ને ત્યાં સખી સસ્મિત બોલી ધીરે,
"કિન્તુ ન આવી રીત પ્રેમની કદી,
જુઓ લખાયું ઇતિહાસ પાને–
ગાદી પ્રિયા કાજ ત્યજી નૃપાલે
તો બારી ના છોડી શકો તમે પછી
આ પ્રેમમૂર્ત્તિ સખી કાજ આજે ?"

## મચ્છરદાની પર પડેલાં પતંગિયાં

: મિશ્રોપજાતિ :

ધરા અને સિન્ધુ હતાં સૂતેલાં
અન્યોન્યની ગોદ મહીં લપાઈ;
માથે હતી મચ્છરદાની આભની
રંગીન શ્યામા ફુલવેલથી ભરી.
બેઠાં હતાં કૈંક પતંગિયાં ત્યહીં
ઝબૂકતાં દીપકશા ઝળીહળી
ઘડી, ઘડી બે પલકારતા અને
લપાઈ જાતાં – સહુ તેજ કો ક્ષણે
પતંગિયાં પાંખ પ્રસારી ઊડતાં
અનંતની ભવ્ય વિરાટ ચાદરે.

: અનુષ્ટુપ્ :

હું અને પત્નીયે મારી સાથોસાથ સૂતાં હતાં
નાની શી ઓરડી માંહે મચ્છરદાની બાંધતાં.

: મિશ્રોપજાતિ :

સાથે ત્યહીં કિન્તુ અમારી વચ્ચે
સૂતાં હતાં બાળક બે અમારાં,
બે તીરશાં માતપિતા અમે ને
સંસારગંગા રહી મન્દ વ્હેણે
વહી અમારી તીર બેય વચ્ચે.
એ બાલના પાય ઘડીક ઊંચા,
નીચા થતા જેમ વિલોલ ખેલને
ઊંચાં નીચાં નર્તન થાય નીરનાં.
માથે હતી મચ્છરદાની તાણી,
તેની નીચે ચાર જનો અમે તો.

ને બારીની બા'ર પ્રશાંત રાત્રિ–
સ્વપ્ને હતું ચિત્ત રમી રહેલું.
જાણે મહાશ્વેત સુરમ્ય તાજની
નીચે સૂતાં રાજન બેય માનવી.
હું શાહ ને તું મુમતાઝ મારી.
તો યે અમારે ઉર સ્પન્દનો હતાં.
પ્રેમોર્મિની ગૂઢ કથા ભરી હતી.
વીતી હતી રાત્રિ પ્રશાંતિ ત્યાં તો
જાગી સખી સાદ દઈ અચિંતવ્યો,
"જાગો ! બળે મચ્છરદાની આખી !"
ઊઠી નિહાળ્યું; ક્ષણ નેણ તેજે
જોઈ રહ્યો મચ્છરદાની રમ્ય,
ને મેં કહ્યું, "મચ્છરદાની ના બળે,
એ તો કની તારક રમ્ય પેલા
આભે હતા તે અહીં ઊતરીને
આવી ઠર્યાં તું સખીચંદ્ર પાસે !"
હસી સખી હસ્ત દબાવી ધીમે,
ને મેં ય દાબ્યો ત્યહીં ગાલ એનો,
"સખી ! અહો મચ્છરદાની કેવી !
ને રમ્ય કેવાં ઝળકે પતંગિયાં ?
છે વેદનાની કથની છુપાઈ
પતંગિયાં પાછળ એક કારમી.
જો આપણે બેય સૂતાં નિરાંતે
બે બાળકો સાથ ઉમંગ પ્રેમે.
એ જોઈ ચંદા મધુરી કુમારી
રડી રહી ને નિજ અશ્રુ આંખનાં
આવી ઠર્યાં મચ્છરદાની પે અહીં."

: અનુષ્ટુપ્ :

વ્યોમના તારલા હો કે ચંદાનાં આંસુડાં અહો!
વા પૃથ્વીનાં પતંગિયાં–દીવા કોટિક રાતના.
કિન્તું મે તો સદા માન્યા, પ્રભુના દ્વારથી અહીં
આવેલા દૂત એ મારા કાવ્યસંદેશ આપતા.

૧૬–૯–૩૯



## તું જો વસી–

: મિશ્રોપજાતિ :

તું જો વસી અન્તર હોત મારે
તો કારવાં આ મુજ જીંદગીની
ચલાવતે આગળ વેગવંત
નવાં નવાં કે સહરા વટાવવા;
ના થોભતાં મૃત્યુતટે કદાપિ.

૩૦–૧૨–૪૦



## કલમને

: રોળા :

કરું નમન સાષ્ટાંગ કલમદેવી ઓ તુજને;
ગુન્હો જો કૈં હોય ક્ષમા કરજે તું મુજને!
ઉપાસના તુજ આજ જીવનભર કરવી મારે,
તો સુણ તું ઇતિહાસ કહું હું તારો ભારે.
ભટકવિ પ્રેમાનંદ અમર રહ્યો નિજ નામે-
તુજને કરતાં અમર ગયો એ પ્રભુના ધામે!
લઇ પાઘડી હાથ નમ્યો તુજ ચરણે ત્યારે-
પવિત્ર તુજને કરી આંસુથી ધોતાં સારે.
કલમ ધરમ તું રાખ કથા એ કવિની સુણી-
ગુજરાતે તુજ ભાગ્ય સ્મરણુની ગાથા જૂની.

નથી જ રંક ગુજરાત-કવિતાધન મહામૂલું-
અહીંજ કવિ નરસિંહ અખો મીરાં ક્યમ ભૂલું?
અજોડ પ્રેમાનંદ અને શામળ ગુજરાતે-
છાતી ફૂલે વેંત આજ એ ગૌરવ વાતે!
તું કિત્તો લઈ રૂપ હતી સૌની યે સાથે-
તું ઓ અનુપમ એક કલમ આજે મુજ હાથે!
તેં નોંધી છે વાત થયા છે પર્વત પાણી-
જનમ જનમ દાતાર-કીર્તિદા તું કલ્યાણી!

કૈંક લખાયાં કાવ્ય કલમ તુજથી જો જગમાં-
શું એવું ચૈતન્ય ભર્યું છે તારી રગમાં?
જ્યાં નહિ સંસ્કૃતિ લેશ ત્યહીં તું ર્‌હેતી વિલસી
કરતી તું તો નોંધ પ્રભુ કાજ સઘળે વિકસી.

તું સાધ્વીશી પૂર્વ સુભગ સાદી ને કોમળ.
લોઢું કાષ્ઠ સંયોગ પછી તું બનતી પોકળ:
પોકળતાની વાત હજી શું બાકી કરવી?
તું થઈ ઇન્ડીપેન લલિતરૂપ ધરતાં ગરવી!

આ યુગની સૌ નાર સુધરતી પશ્ચિમ વેશે,
તું સુધરી ગઇ એમ હજી શા રંગો લેશે?
અરે! ભૂલું હું કેમ? કથા છે મેં તો સુણી,
તારી કીર્તિકથ્ય પડી પશ્ચિમમાં જૂની.
શેક્સપિયરની સાથ દટાઈ ત્યાં તું કબરે—
તારાં શાં એ માન કલમ આ જગમાં પ્રસરે?

પણ શાં કરવાં ગાન:ગુમાને તારાં આજે?
પડે માગવી ભીખ અહીં તો તારે કાજે!
હું નહિ પ્રેમાનંદ—નહિ જ કૈં ટોપી રાખું—
છે મારે વણઝાર કહે ક્યાં ધામો નાખું?
હું તો કવિ પણ રંક વિમાસું માયા તારી:
પણ શું કરવું હાલ દશા મુજ જ્યાંય ભિખારી!
નહિ છોડું તુજ સાથ હવે હું કોઇ પ્રકારે:
કલમ બની મુજ પ્રાણ રહે તું આ અવતારે.

૧—૩—૪૦

# સ્વ. કવિવર ટાગોર

: મિશ્રોપજાતિ :

અસ્તાચલે અસ્ત થઈ પ્રભા હજી
પૂરી શરચ્ચંદ્ર તણી નહીં ત્યાં,
આશ્વાસનો એ અવસાનકેરાં
પૂગ્યાં હજી માનવઅન્તરે ના.
ત્યાં તો ડૂમો માનવકંઠ આવ્યો
રવીન્દ્ર! તારી અવસાન વેળા!
તેં તો સુણી શાશ્વત સૂરમાલા
વિરાટની વાંસળીએ બજંતી
મૃદંગતાલે તુજને નિમંત્રતી.
બીજેન્દુનું લોચન જેમ સ્નિગ્ધ
નમી રહે સાન્ધ્યતટે પ્રશસ્ત–
તેં યે નમાવ્યાં તવ લોચનો ત્યાં
દિવ્યાર્દ્રરંગી પ્રિય મૃત્યુઅંકમાં:
અસ્તાચલે જ્યોત રવીન્દ્રની શમી!
સ્વર્ગંગને તીર કલાપ ગૂંથી
કો' પૂર્ણિમાશી નવકીર્ત્તિકલ્પના
સત્કાર તારો કરવા ઊભી હતી!
રવીન્દ્ર! તેં જ્યોતિપથે દિગંતે
શી આદરી મંગલ ભવ્ય યાત્રા
તજી દઈ વાટ વસુંધરાની!

૨

વ્હેતી હતી ભારત પુણ્યભોમે
ભાગીરથી જ્ઞાનતણી ઘણી યે.
–ત્યાં બૌદ્ધગંગા તટ ભવ્ય ઊભાં
સરસ્વતી મંદિર કૈં પુરાણાં

દસે દિશે પૂરપ્રભા પ્રસારતાં.
કૃતાંતના કાળક્રમે ગયાં શમી
તે મંદિરો ધૂળ બન્યાં ધરામાં !
ખંડેરના તે અવશેષ ના રહ્યા.
દેવર્ષિ ! તેં બોલપુરે ચડાવી
સમાધિ કલ્યાણ ઋચા રટીને.
ખંડેરપાયો લઈ તેં નવી રચી
અગમ્યની એક અનંત પૃથ્વી–
આ વિશ્વના ભવ્ય વિરાટ ચોકે.
એ શાંતિધામે કઈ દેશદેશનાં
આવ્યાં ઊડી ઉત્સુક જ્ઞાનતૃષ્ણા
છિપાવવા શાંતિનિકેતને ત્યાં
પંખીગણો સાગરપાર ઊતરી.
તું પૃથ્વીનો પૃથ્વી નવી બનાવતો
ખંડેરમાં પ્રાણપરાગ મૂકતો !

૩

આ ભારતે શાશ્વત કાવ્યગંગા
વહી રહી આદિ અનાદિ વચ્ચે.
એને તટે ભવ્ય સુરમ્ય કુંજો
ઝૂકી રહી મંગલ ગાન ગૂંજી.
વાલ્મીકિની ત્યાં સ્વરસિંધુશી ઋચા
ગાજી રહી ઘુમ્મટને ગજાવી.
ઋચા હજી માનવમંદિરે તે
જગાડતી સંસ્કૃતિ ગાન મંજુ.
અનંત એના તટ પે ફરી ત્યાં
તે કાલિદાસે કરી કલ્પનાની
મહોર્મિ મીઠી નભઘુમ્મટે ઘટા !

યુગે યુગે સંસ્કૃતિધામ વિશ્વમાં
આ ભારતે ગંગતટે રચાયાં!
પેગામ એ સંસ્કૃતિમંદિરોના
ઘૂમી રહ્યા માનવદાનવોમાં.
રવીન્દ્ર! હે તું કવિવર્ય એક
જેણે રચી એવી અનુપ કુંજની
ગંભીર વ્યોમાર્ધ સમી મહાઘટા
યુગો સુધી શાશ્વત પલ્લવંતી!
ગીતાંજલી આજ કવીન્દ્ર! તારી
આ વિશ્વમાં માનવની પ્રભુતા
બની રહી મંગલ સૂરઆવલી
ગુંજારવે પામર પત્થરોમાં!

૪

કૈં સ્મારકો આજ સુભવ્ય ઊભાં
આ ભારતે કીર્ત્તિકલાપ જેવાં!
ડૂબી ગયા તે ઇતિહાસ કેરા
મૂંગા પડ્યા કૈં અવશેષ તેના
થૈ સ્મારકો ભારતઅંક સૂતાં!
એ સ્મારકોમાં જનઅશ્રુઓનાં
રૂંધાયલાં અંતર શોકગીત
ડૂબી ગયાં જેમ શમે દિગંતે
સૂરાર્દ્ર ચંડોલતણો દિનાન્તે!
તું આજ તો સ્મારક સ્મારકોનો
અન્યો મહાસર્જક કાવ્યસૃષ્ટિનો!
હિમાદ્રિનો તંબૂર ભવ્ય લીધો
હાથે, મહાગીત ગજાવવાને.
ને ગંગ 'પુત્રા સમ તાર ખેંચી
ચગાવ્યું તેં ગીત વિરાટ વ્યોમે!

તેં વિશ્વબંધુત્વની સ્નેહગીતા-
મનુષ્યને આપી મહાનિશબ્દે !
સૃષ્ટા થયો શાંતિનિકેતને તું !
દ્રષ્ટા બન્યો માનવઅન્તરે તું !
કૈં પોઠ ભોમે ઊતરી અમારે-
નિઃશબ્દથી કીર્ત્તનમુગ્ધ ભારતે.
તારી હતી એક જ મુક્તિફોજ
જેણે ફરી આર્યપ્રભા પ્રસારી
ને જમ્બુદ્વીપે નવજ્યોત ચેતવી
યુગકોડિયે ફરી!

૫

જે મૃત્યુનું તે કવિ ! ગીત ગાયું-
તે મૂર્ત્તદેહે તુજ દ્વાર આવ્યું.
એને નિહાળી ભડ ભવ્ય રીતે
તેં તો કર્યું સ્વાગત મૃત્યુકેરું !
શ્રદ્ધા તણા દિવ્ય સુલોચનોથી
તું તો નમ્યો મંગલ ભવ્ય દર્શને.
દેખાયું તો યે નહિ અન્યને જ એ !
-અને નિહાળ્યું-નિરખ્યું ત્યહીં તો-
એ મૃત્યુ તું-મૂર્ત્ત સ્વરૂપ તારે !
ન દેહ જુદો તુજ મૃત્યુ કેરો !
જે દેહ તારો તુજ મૃત્યુનો ય તે !
શો ભવ્ય એ સંગમ વિશ્વમાંહે !
જેવો મહા તું કવિ સર્જનોમાં-
તેવો મહા એ જ વિસર્જનોમાં !
જ્યારે વિસંવાદ સ્વરો મળી રહે-
સંવાદ ત્યાં શો નવસર્જને બને !

૬

હિમાદ્રિનાં ભવ્ય પ્રચંડ શૃંગો
આરોહીને આજ તું નાથકેરા
જતો મહામન્દિરમાં પૂજાર્થે !
તે મન્દિરે ચંદ્રસુધા યુગોની
થીજી બની શ્વેત પ્રભા પ્રભુની !
નીચે અહીં માનવભોમ આરે
વિરાટ આ સાગર મસ્ત નાદે
આરોહણે મંગલમંત્ર ગૂંજે !
જેણે જગાડયું પ્રભુગીત વિશ્વમાં
સૂના મહામાનવ કંઠ માંહે—
તે ગીત આજે ગિરિમાલ સોડે
ગજાવતો સ્વર્ગપથે સિધાવે !
વટાવીને કીર્ત્તિતણા મિનારા
તું ઊડજે ઊર્ધ્વ અગાધ વ્યોમે :
ચંડોલ હે ચંદ્ર બની ધરાના
આ માનવોના પ્રભુદ્દત સ્વામી !
હિમાદ્રિની કો ત ર ક ન્દ રા માં
ગંગાતણી લોલવિલોલ ઊર્મિએ,
સમાધિના અન્તરસ્પન્દનોમાં
આજે મહાગાન સુરમ્ય તારું
ગાજે–ગજાવી જગકંઠ સ્નેહે !
કવીન્દ્ર ! તું શાશ્વત સ્વર્ગજ્યોતિ
ને સૌ અમે તારકશા તમિસ્રમાં
ઝીલી મહાતેજ પ્રદીપ્ત તારું
લૈ તેજવાચા સ્વર શાંત ગાશું
તારી ત્યજી આજ વસુંધરાએ !



# ગુલાબ અને કોકિલ

: મિશ્રોપજાતિ :

વિભાવરી પૂર્વ દિશે જતી હતી.
તેની સુરંગી પગપાની મંગલા
દેખાઇ રહેતી હતી વ્યોમચોકમાં.
ઝીણું મધુરાં ફુલ શ્વેતકેરી
માલા હતી ઝાંઝર સાથ ગૂંથી;
ગુલાબરંગી પગપાની ઊંચકી
વિભાવરી દૂર દિશે જતી હતી.

: અનુષ્ટુપ્ :

ન્હોતી ઉષા નવેલી એ સૃષ્ટિદ્વાર ઉઘાડવા
આવી'તી ઉંબરે પૂર્વે પનોતા પગ પાડવા.
સૃષ્ટિનાં એ હતાં જૂનાં કમાડો અંધકારનાં
તેને યે ખોલવાં ન્હોતાં બંધ છો જગબારણું !
એ તો પેલી નવોન્મેષે રમ્ય રાધા વિભાવરી
વ્યોમના મણ્ડપે આવી ચૂંટેલાં ફુલડાં ભરી
એના એ પાલવે, ચાલી જતી'તી કામ એ થતાં;
કેમ માની શકું તો એ ઉષાનાં પગલાં હતાં !

: મિશ્રોપજાતિ :

કુંજે નિકુંજે રસકંઠી મેના
ને વૃક્ષશાખે નભતેજ ઝીલી
શોભાવતા'તા કલગી કમાનો
મયૂર ત્યાં મંગલ ગાન ગૂંજતા.
ટ્હૈકી રહ્યા કોકિલ કાનનોના
કાલિન્દીના નિર્મળ નીર માંહે.

વિભાવરીની પગપાની જોતાં,
–ત્યાં બાગનું એક ગુલાબ બોલ્યું,
"વિભાવરી ! કેમ જ તેં ન ઊંચકી
તારી ગુલાબી પગપાની રાતે ?
ધરું હવે રંગ ગુલાબી તારો
સોહી રહું રમ્ય પરાગ મ્હેકે."

ત્યાં તો સન્મુખ શાખેથી બોલ્યો કોકિલ આટલું,
"શીદ ગુલાબ તું આમ બને ઉત્સુક ?–ના કળું.
જોઇ વિભાવરી પાની મોહી પ્રેમપરાગમાં ?
જરા તો સુણવા એને દે મારા ગીત બાગમાં.
પ્રેમીઓ તો તને નિત્યે સખી હૈયે ધરી રહે,
અભાગી હું, મને શેં ના તારી સાથ ધરી રહે ?"

: મિશ્રોપજાતિ ;

"ઓ મૂર્ખ તું કોકિલ ! કંઠથી કદી
અંકાય આવાં નહિ મૂલ્ય તારાં.
વિભાવરીની રસરંગી પાની–
ગુલાબને એ જ રહે વખાણી.
પ્રેમી જનો યે ધરતાં સદા મને
હું સર્વ સાથે રહું કિન્તુ ના કદી
કો'ને જઇ વાત કરૂં સુણેલી.
ને મૂર્ખ તું તો કદિ જાય સુણી
એ પ્રેમની અન્તર ગોઠડી તો
છાનો રહે ના–લવી તું મરે બધે !
સત્કારશે કેમ મનુષ્ય તો તને ?"
એ વાત પૂરી નહિ થાય ત્યાં તો
ચાલી ગઈ શૂન્ય વિષે વિભાવરી.

૯–૨–૪૦

# ત્રીજા વર્ગમાં પ્રવાસ કરતી પરીને-

: મિશ્રોપજાતિ–અનુષ્ટુપ્ :

તારાં અહીં દર્શન રાત્રિવેળા!
આ રંક ને પામર માનવીની
ભીડે અહો! ભાગ્ય બધાંયના અહીં
ખુલ્યાં, થતાં દર્શન દિવ્ય તારાં.

શુક્લપક્ષે રમે મીઠી જ્યોત્સ્ના જેમ નભાંગણે-
તું સૌન્દર્યપરી એવી આજ આ માનવી ગણે.

કદી કદી કલ્પનની દિગંતે
ઝંખી હતી મંગલ દિવ્યમૂર્ત્તિ
સૌન્દર્યવંતી નિજ તેજ રેલતી
વસુંધરા પાંપણુપે સુનર્તતી.

એજ તું? એજ તું આજે? પ્રત્યક્ષ તે પરી બની?
હોય તે તું પ્રભામૂર્ત્તિ કલ્પના કવિતા તણી?

નિસ્તેજ આ લોચન માનવીનાં
ઝીલે અમી તેજ પ્રશાંત તારાં–
ને મુગ્ધ થાતાં તુજ દર્શને અહીં
ઝંખી રહે અસ્ફુટ ઊર્મિતાને.

ઝંખના કલ્પના એ સૌ સાધનો અવલોકવા.
દિવ્ય સૌન્દર્ય આ તારું ઉર ઉત્કંઠ રોકવા!

સેંથો શિરે ઇન્દ્રધનુષ્ય જેવો
કંકુભર્યો મંગલ સૌમ્ય સોહે!
નેણો અહા! સ્નિગ્ધ સુરમ્ય તીણાં!–
તું પ્રેમમૂર્ત્તિ મૃગલોચના અહીં?

આકર્ષ્યાં એજ દૃષ્ટિથી તેં આ રંક મનુષ્યને-
આકર્ષાયાં અરે ભોળાં જોવા સેંથીધનુષ્યને.

તને ન કો હિંમતથી પુછી શકે ?
તું કોણુ ને ક્યાં વસતી અમારી
પુરી વિષે સુન્દરતા વધારી
સૌન્દર્યનો ચંદ્ર બની કુમારી !

હોય તું શું કુમારી ? ના. સૌન્દર્ય કદી ના રહે;
સૌભાગ્ય એજ કૌમાર્ય સૌમ્ય સ્રોત સુધા વહે !

અમે અમારી નજરે વિલોકી
વિચારતા કષ્ટ હશે તને કશાં ?
સૌન્દર્ય આ રમ્ય અનુપ લીધું-
તોયે ત્રીજે વર્ગ પ્રવાસ કાજે ?

સૌન્દર્ય શું તને લાગ્યું ત્રીજા વર્ગ વિષે અહીં
વા ધાર્યું બેસવા આજે સૌન્દર્યહીનની મહીં ?

અમે અમારી દુખ ને વ્યથામાં
હતાં અરે વ્યોમવિરાટ જોતાં
શ્યામાન્ધકારે કઇ તારકોથી
ઝગી રહ્યું આશ નિરાશ વચ્ચે.

ત્યાં તું તો દૃષ્ટિએ આવી જેમ વિદ્યુત વ્યોમમાં-
તેજના અંજને આંજ્યાં પ્રેર્યું ચેતન રોમમાં.

તારી કરું શી ઉપમા ક્ષણે આ ?
ના કલ્પનામાં ય સમી શકે તું !
તું કલ્પનામૂર્ત્તિ સ્વયં સ્ફુરેલી
શી કલ્પના તો કરવી જ તારી ?

મૉનાલીઝા, ક્લિઓપેટ્રા, ન્હોય વીનસ વિશ્વની;
ઊર્વશી દેવચાની ના તું સમી સુન્દરી બની !

અમે બધા કલ્પનરંગ છોડી
રંગાઈ ચાલ્યા તુજ સૌમ્ય રંગે,
વિચારતા માનવ તું સમીપમાં
બેઠો, હશે શું પતિ એ જ તારો ?

હોય જો એ પતિ તારો–ને એની તું સતી સદા.
તો ગાવાની રહી મારે, પંક્તિ આ બે જ સર્વદા.
'મળ્યો છે જે તને તે ના મળશો કદી અન્યને–
મળી તેને અહો તેવી મળી રે'શો જ સર્વને'



## 'બાબુ કાકો'

: મિશ્રોપજાતિ :

તે નિત્ય નિશાળ સમીપ ગોઠવી
દુકાન એની સમીસાંજ સુધી,
બેસી રહેતો ટીકડી પતંગો
ને પેન પાટી કઇ ચીજ વેચતો.
નિશાળનાં બાળક સર્વ એને
પિછાનતાં; ને વળી કોક વેળા
કહે, "બાબુ કાકા ! ટીકડી ન આપો
ઉધાર આજે ?" વળી એ બિચારો
હસી, કહી "કાલ જરૂર દેજે !"
દે ટીકડીઓ કંઇ જાતજાતની.

—ને સૂર્યનાં આથમી તેજ જાતાં
પેટી મહીં માલ બધો મૂકીને
ખંખેરતો ધૂળ ચઢેલ વાટની.
—ટોપી મહીં જે વકરો થયેલ
ગણી રહેતો દસબાર આના.
ત્યાં 'પ્રિન્સિપાલે' દિન એક જોયું
કે ફેરિયો બાળકને બગાડતો
ઉધાર આપી; શિશુ એકઠાં કરી
ઘોંઘાટ ને ગંદકી રાખી મૂકતો.
"જો ફેરિયા! કાલથી તાહરે ના
નિશાળ પાસે અહીં બેસવું જરી."
તાબે થઇ હુકમ તે બિચારો
નાઠ્યો, ન બીજે દિન માંડી એણે
દુકાન નિશાળસમીપ વાટમાં.
બીજે દિને ત્યાં સહુ બાળ ભેગાં
મળી પૂછે આંગળીને ઇશારે
અન્યોન્યને, "શે દિસતા ન આજે
એ બાબુ કાકા નિત આવનારા ?
છે આપવાનો હજી એક આનો
તે દિન લીધેલ પુગાતણો હજી."

પુગા ગયા ફૂટી હશે, પરન્તુ
આનો ન ફૂટયો શિશુ અન્તરેથી
વિશ્વાસનું શિક્ષણ આપનારો
એ 'બાબુ કાકો' સહુ અન્તરે વસ્યો.

# ડોસીનું અવસાન

: અનુષ્ટુપ્ :

નેવું વર્ષો હતી જીવી જીંદગી સુખથી ભરી,
આજે આ કારમી રાતે શિયાળે પ્રાણ છોડિયા.
અમે સૌ ઊંચકી ચાલ્યા સ્મશાને નદીકાંઠડે
કરીને કાષ્ઠની ચિતા સુવાડી ડોસીને ત્યહીં.

એકના એક એ કાંઠે હજારો મુડદાં બળ્યાં–
પિતા માતા અને પુત્ર–પત્ની ને ભગિની બળ્યાં–
હજારો ઉરની છેલ્લી આશા આંહીં બળી હતી–
સ્થળે એ જ ફરી પાછા ડોસીને બાળતા હતા.

ગોઠવી કાષ્ઠની ચિતા ડોસીને ઊંચકી ત્યહીં,
અવાજ કૈંક આવ્યો શું–અમે સૌ ડાઘુએ સુણ્યો.
'જીવ છે ડોસીમાં,' બોલ્યો એક ડાઘુ ત્યહીં અરે–
'અરેરે જીવતી લાવ્યા,' બોલ્યો અન્ય સમીપથી.

અમોને સર્વને લાગ્યું કાચુ બફાઈ આ ગયું.
અમે તો પકડી નાડી ડોસીની દસવાર ત્યાં,
મોઢામાં આંગળાં નાંખ્યાં, આમ તેમ નિહાળતાં
'જીવતી શું હશે ડોસી ?' શંકા–ચિંતા બધા ઉરે.
'આવ્યો અવાજ એ ક્યાંથી ?' 'ડોસી નિશ્ચિત જીવતી'
બોલતાં ડોસીને પાછી કાષ્ઠથી ઊંચકી ત્યહીં
જમીને બે ઘડી મૂકી લાગ્યા તપાસવા અમે.
એક બોલ્યું, 'અરે ! મૃત્યુ પછી યે જીવ તો રહે
દેહમાં– ને અવાજો આ આપે તેમાં નથી નવું.'
'ના ના એ તો બધું ખોટું, ડોસી ના જીવતી જરી.

હોય શું પ્રાણ આ દેહે-ભાંગેલા પાંજરા વિષે?
તૂટેલા પીંજરામાંથી ઊડી પોપટ જાય ના?
જૂના આ પાંજરામાંહે રહે પોપટ શું ઘડી?'
મે'તાજી ગામના બોલ્યા ધીમેથી ડાઘુમંડળે
અનુભવી હતા એ તો-ગામનાં મુડદાં બધાં
સ્મશાને બાળવામાં સૌ પ્હેલાં મે'તાજી આવતા.
પ્રતિષ્ઠા એમની ગામે; લગ્ન કે મરણે બધે
મે'તાજી હાજરી આપે, આપે સલાહ સંકટે.
પૂછ્યું મેં 'જીવ ડોસીનો ગયો ક્યાંથી કહો મને'
ત્યાં તો તે મુડદા પાસે આવી હાથ શબે મૂકી-
બતાવે જેમ પૃથ્વીના ગોળા ઉપર શ્હેર કૈં-
તેમ બતાવવા તેઓ લાગ્યા રસ્તો જ જીવનો.
'છાતીથી નીકળી જુઓ જીવ આ મુખથી ગયો!
ઉઘાડું મુખ છે એથી-દ્વાર એ જ ગતાત્મનું!'

હવે તો જીવતી હો વા મરેલી પણ બાળવી
બોલતી યે નથી ને ના નાડીની ધબકો દિસે!
મનાશે કેમ તો સાચું ડોશી એ જીવતી હજી?'
ઊંચકી ભૂમિથી પાછી મૂકી કાષ્ઠ મહીં ફરી.
ચેતાવી ત્યાં અરે ચિતા જ્વાલા ભભૂકતી ચઢી.
દિવ્ય જ્યોતિ સમી જ્વાલા રંગ વિવિધ ધારતી-
જ્વાલામાં જલતી ડોશી પંચત્વ ત્યહીં પામતી.
મને તો ના કશી તેની ચિંતા એ જીવતી હતી-
મરેલી વા ગમે તે હો-કિન્તુ ન જાણતા અમે
અમારું માનવી જીવે કે મરેલું હતું ત્યહીં?
મૃતને જીવિતો વચ્ચે ફેર શું આટલો રહ્યો?
મરેલી જીવતી તો યે બળી એ તો હવે ગઈ.
છતાંયે શું પ્રભુ તારી કસોટી ક્રૂર આટલી?
મરેલાંને સ્મશાને લૈ જીવતાં જાણવાં રહ્યાં-

જીવતાએ રહ્યું જોવું મરેલું જીવતું નથી?
તોયે નાં દિલથી માનું ડોસી એ જીવતી હતી.
હતી એ જીવતી તોયે બાળી ના બળથી અમે.
હતી નિર્જીવ એ કાયા નિર્જીવે ના દયા રહી.
દેહને બાળતાં ના શું આવ્યો ત્યાં જન્મ જીવને.
ભાંગેલા પીંજરામાંથી છૂટીને–જીવ ના પછી
બીજા કો પાંજરે પેસી જન્મચૈતન્ય ધારશે?

૫–૪–૪૦



## આકાશ અને પૃથ્વી

: અનુષ્ટુપ્–મિશ્રોપજાતિ :

જાણું છું! વ્યોમના તારા પૃથ્વી જેવા રહ્યા ગ્રહો:
આકારે પૃથ્વીથી એ સૌ કેટલાયે ગણા છતાં.

આ આંખની શક્તિ વિષે રહીને
જોઇ રહું જોઇ શકાય તેટલું.
દરેક તારો નિરખી શકે છે
સૌંદર્ય એનું જલબિન્દુ માંહે.
ને ચંદ્ર પેલો સહુ અર્ધ વ્યોમ
દેખાય નાના ઝરણે જ ભોમે.

તો કોણ મોટું આ વિશ્વે? તારા? ચંદ્ર? વસુંધરા?
એ તારા ચંદ્ર ને પૃથ્વી મારી આંખે : હસું જરા! *

૧૮–૨–૪૧



* W. H. DAVIES ના HEAVEN AND EARTH નામના કાવ્ય પરથી કાવ્યનો અંતભાગ સ્વતંત્ર છે.

## ચિત્રકાર

આવી આનંદમાં ઉષા ઊગમણે
    સિન્દુરે દિશ દિશ રંગે જી રે !
સાગર તરંગમાં પીંછીને બોળતી
    ચિત્રો ચીતરતી ઉમંગે જી રે !

ચંદાનાં ચીતર્યાં વાદળથી ભૂંસતી
    રેખા કીધી પછી શ્યામળી જી રે !
નવલા નવરંગ પૂરે પ્રાચીના દ્વારમાં
    કનકની પીંછી નિજ આંગળી જી રે !

ધોતાં પીંછીને સાગર સલિલમાં
    સલિલ સોહામણું થાતું જી રે !
ઊર્મિલ ઉમંગમાં તલપી તરંગમાં
    ઉષાનું ગાન ત્યાં સુણાતું જી રે !

લંબાવી હાથને રંગે સુરેખથી
    પૃથ્વીનો મ્હોળો પાલવ જી રે !
દિગંતને ચોતરે પીંછી ખંખેરતી
    ખેલાવે જગબાલ માનવ જી રે !

ડુંગરને ટોચ મૂકી કનકની કલગી
    સરિતાને કેસરી સાડી જી રે !
જંગલની રાણીની હરિયાળી સાડીએ
    ભર્ગની ભરત એણે પાડી જી રે !

દિશ દિશને ચોતરે મંદિરિયાં રંગતી
    ચિત્રકાર એક આજ આવી જી રે !
ગગનનો માંડવો આજે શણગારવા
    વિધવિધ રંગ તે લાવી જી રે !

માનવના ઉરને જીવનમાં રંગવા
　　સોનેરી રંગરેખ દોરી જી રે!
ઝળક્યા પ્રાસાદ ને કુંજે કનકની
　　અન્તરની મંજરી મ્હોરી જી રે!



## વ્યર્થ પ્યાસી

: ઝુલણા :

દિવ્ય સંધ્યા સખી મધુર મંગલમયી
　　સૌમ્ય સુરખી ભરી સુભગ સોહે,
રજતરૂપ રંગમાં કનક કંકુમ ભર્યાં—
　　દિવ્ય તુજ સાનમાં ચિત્ત મોહે!

સિન્ધુ પર બિન્દુ શુભ દિવ્ય અમૃતતણાં
　　આજ રેલાવતી કોટિ ધારે,
ઉદધિ ઊર્મિલ ઊઠી ઉલટતો ઝીલવા
　　તુજ ચરણ રજ ચૂમે અવનિઆરે!

પંથ પણ આપણા નિત્ય ન્યારા રહ્યા—
　　પશ્ચિમે પંથ તારો પ્રવાસી!
હું રહ્યો પૂર્વમાં નિરખવા નવ ઉષા!
　　નિત્યનો નિત્ય હું સાંધ્યપ્યાસી!



# દિવ્ય સાંજ

વિરાટના બે હાથમાં વાગે સૂરજચંદ્રનાં ઝાંઝ,
ગજવે રંગની સોનલ સાંઝ !
આભને આરે તેજની ચમરી ઝૂલવે લઈ નવરંગ.
આજે નાચવું રંગ–ઉછંગ.

શાંત અંધારની મંજરી મ્હેકે ફૂટે કળી નવતાર !
સીંચે સંધ્યા રંગ અપાર !
આજ એકાંતને અંતર જાગે રંગનું નીરવ ગાન–
જાગે ગીતસૂરે મુજ પ્રાણ !

દેવદિશાની ટીલડી ટમકે ઊજળી દિગંતપાળ;
હયે સાગરને રસમાળ !
અવનિને અંક પાથરી આજે જાજમ તેજ લસંત,
ખેલે નૃત્ય અગમ્ય અનંત !

મોરપીંછાનાં ચાંદ ભરીને ગૂંથતાં કેશ કલાપ,
લેતી સંધ્યા ગાન આલાપ !
દિગંતની ધોતરેખનાં ઝાંઝર રુમઝુમ રણકે આજ
વિરાટને આંગણ આવી સાંઝ !

રાગપરાગ ને રંગની રમઝટ આજે પશ્ચિમ દ્વાર !
સંધ્યા આજ રમે સાકાર !
માનવદ્વારે આજ અનોખી રંગની સંધ્યા થાય–
સંધ્યા સંહારે ઉજવાય !

૨૯–૩–૪૧

❧

## પ્રિયાની કબર

ચાંદની રાત ને રૂપેરી વાદળાં
તારલા તોય કૈંક ઝીણા ઝગે !
કારમી વેદના હૈયામાં જાગતી
તોય આ સોણુલાં માનવ દગે !

કોઈ કહે આવતો ચાંદલિયો એકલો
સંધ્યા સખીને ત્યાં શોધી રહે !
ઝાંઝરની ઘૂઘરી વેરાણી વ્યોમમાં
વ્યોમગંગા નીર કાળાં વહે !

હોય ના વાતડી લોકની ય સાચી,
ચાંદાને નિરખ્યો સાંજે હતો !
સંધ્યાની કબર પર ફૂલડાં મૂકતો
ધીમે ધીમે પછી ચાલી જતો !

રઝળતો એકલો જતાં તે વાટમાં
આંસુડાં નેણનાં સરતાં હતાં !
આંસુડાં પ્રેમનાં થીજીને વ્યોમમાં
તારકશા રાતના ઝગતાં હતાં !



# સંધ્યાદર્શન

: વિલંબિત પૃથ્વી :

સુભગ રંગ ત્યહીં ક્ષિતિજે સર્યા
ગગનમંડળમાં કર વિસ્તર્યાં,
મધુર મંગલ રંગછટા ખુલી
દિશદિશા નવભાત ધરી ઝુલી
રસમાં ડુલી
લલિત સાંધ્ય સત્કારવા,
સુધાન્ય કણુ લૈ ઉભી પ્રતીચી પંથ ઓવારવા.

શુભ કસુંબિત સાળુ સજી પરી
અનુપ તેજ તણી પ્રતિમા નરી
અવતરી પગ મન્દ ભરી ત્યહીં–,
લલિત રંગપ્રભા જગમાં વહી
શુભદા રહી
અવનિ રમ્ય દીપાવવા
ચરાચર ફરી વળી સુરખી સૌમ્ય ફેલાવવા.

વિરમતી તટ પશ્ચિમ બે ઘડી
નિરખતી નિજ છાંય જળે પડી.
સુભગ ચાંદ કપાલતણો લસે
દિગદિગંત પ્રદીપ્ત કરી હસે;
વિકસી વસે
સલિલનર્તને ચાંદલો
સુરમ્ય નિજ ભાલનો કરી પ્રદીપ્ત પૃથ્વીસ્થળો.

નવલ રંગ નિહાળી સરોવરે,
નજર મુગ્ધ બની દિશગોચરે.
વિહરતી ઉડણોત્સુક નેત્રની
ધરતી રમ્ય પ્રભા દિશક્ષેત્રની
જગ કેન્દ્રની
મધુર દૃષ્ટિ કાવ્યે રમી
અનુપ પરી તેજમાં મગન ઊર્મિનાદે ભમી.

સકળ પુસ્તક છોડી દઇ જરી,
ક્ષણુ ઉભો નિરખી નભ વિસ્તરી
અનુપ સાંધ્યપરીપ્રતિભા લસી
નયન કાવ્યપિપાસુ કરે ફસી
રસમાં હસી;
સુભગ પાન સૌન્દર્યનું
કર્યું હૃદય ઊર્મિએ વિસરી ભાન કર્તવ્યનું.

ધવલ તારક કૈંક નભે ઝગ્યા
કવન કલ્પિત રંગ બધે ચગ્યા.
નિરખી સુંદર સાંધ્યપરી, ઉરે
સ્મરણુ મૂર્ત્ત થયું નવલા નૂરે
મધુરા સૂરે;
પણુ ન સાંધ્ય હાવાં રહી–
મને નિરખતાં ઉભો, શરમથી અગમ્યે વહી.

૩–૫–૪૦.

❧

# એક વર્ષાની સાંજે દેવનાં વધામણાં

આજ મારે બારણે વ્હાલો પધારતો
　　મંગલ આનંદ આજ મારે જી રે !
દૂર દૂર દૂરના નવલા સદ્મામથી
　　આવે છે નાથ મારે દ્વારે જી રે !

ઘેલા સાગરની ફૂંકે સૌ વાયરા
　　ઊઠીને વાટ સાફ કરતા જી રે !
સાગર શ્હીક ત્યાં પાવો બજાવતો–
　　ધરતીને ઉર નીર ઝરતાં જી રે !

દિગંતની ડેરીએથી નીસરતી વરષા
　　કેડે ગગનકુંભ ધરતી જી રે !
અનંત ઓવારેથી લાવીને પાણીડાં
　　ઘેરે મારે આજે ભરતી જી રે !

શ્યામરંગ સાડલો ને સોના પાલવડો
　　વરષાને અંગ આજ સોહે જી રે !
ઇન્દ્રના ધનુષની માથે ઈંઢાણી
　　પનિહારી નાથજીમાં મોહે જી રે !

આજ મારો વ્હાલો આવે આ આંગણે,
　　ધરતી યે ધમધમ ધધણે જી રે !
સંધ્યાકંકાવટી લઇને વસુંધરા
　　વધાવે દેવ પડી ચરણે જી રે !

૮–૯–૩૯

# કવિમંડળીની કલ્પના

: અનુષ્ટુપ્-મિશ્રોપજાતિ :

વર્સોવાને તીરે આજે બેઠી'તી કવિમંડળી,
કવિઓએ કરી કૈં કૈં કલ્પના રસરંગની.

( એક કવિ )

વર્ષા કરી ત્યાં હળ ઇન્દ્રચાપનું
ને જોતરી વાદળ બોળુડાંને
ખેડી રહી આપણી આ વસુંધરા—
—શું ઊગશે ધાન્ય જ અન્નપૂર્ણ ?

( બીજો કવિ )

આ વ્યોમકેરા ખડિયા મહીંથી
બોળી મહા મેઘધનુષ્ય કિત્તો
લીલા રૂપાળા નવ અક્ષરોથી
કો દેવ આજે લખતો હિસાબ
વસુંધરાના સુવિરાટ પાને.

( ત્રીજો કવિ )

વર્ષાતણા કેશકલાપમાંહે
અંબોડલે ઇન્દ્રધનુષ્ય વેણી !
ગુલાબશાં વાદળપુષ્પમાંહે.
એ આજ જાતી નિજ સ્હેલગાહે.

( ચોથો કવિ )

ત્યાં આભની ભવ્ય કમાન નીચે
હશે અરે કો ભરવાડ પત્ની
હાંકી જતી ગામ દિશે જ ઘેંટાં.

( પાંચમો કવિ )

સંધ્યાતણા રમ્ય સરોવરે ત્યાં
વર્ષા લઇ નેતર તે ધનુષ્યની
કે માછલી ઉચકવા મથન્તી,
બ્રહ્માંડના એક તટે વિરામી.

( છઠ્ઠો કવિ )

મારે ઉરે પ્રેમધનુ તણાયું
પ્રદીપ્ત તેનું પ્રતિબિમ્બ, સંધ્યા
પ્રિયાઉરે ચારુ બની છવાયું.
એ જોઇ હૈયું વધુ આ ઘવાયું.

( સાતમો કવિ )

સંધ્યા પ્રિયા શી શરમાળ આજે ?
તાણ્યો મુખે ઘૂંઘટ રમ્ય એણે.
ને કોર તે ઘૂંઘટની સુરંગી
સોહી રહી સુન્દરતા વધારી.
સંધ્યાકપાળે શુભ કંકુચાંદલો.
દેખાય શો ઘૂંઘટમાંથી રમ્ય ?

●

કવિઓએ કરી કૈં કૈં સંધ્યાની નવકલ્પના.
બનાવી ના હતી તે તે વર્સોવાને તટે રહી.
બની તે ? ડૂબતાં તે તો બનાવી સહુને ગઈ !
આકાશે આવતી રમ્ય સપ્તર્ષિ તારમંડળી,
સપ્તર્ષિ આ રહ્યા ભોમે વિના એક અરૂંધતી.

૩૧-૩-૪૧

## રજનીનું રિસામણું

અજવાળાં આભનાં આંજે છે આંખડી
  દૂધમલ ઘોત કૈં આવ્યા રે લોલ!
રજની રિસાણી ને ત્યાં ચંદ્રદેવ આવ્યા
  રજનીને કાજ કૈં લાવ્યા રે લોલ!

ઘેરા ઘૂઘરડે ઘોરે ગંભીર કો—
  દરિયાનું દિલ ઉભરાતું રે લોલ!
સરિતાનું નીર ધીર હેલે હિલોળતું
  દરિયાનું ગીત ગાતું જાતું રે લોલ!

સાગર, સરિત ને સ્વાતિના સંગમે
  રજનીએ ઘૂમટો તાણ્યો રે લોલ
રાણી રીઝાવવા મોતીનો ઝૂમખો
  ચંદ્રે હરખભર આણ્યો રે લોલ!

રજનીએ ઝૂમખો તે ફેંક્યો ખીજાઈને
  વેરાયાં દશદિશ મોતી રે લોલ!
સમજે ન વાત એ ચાંદાની પ્રીતની,
  સાગરનાં મોતી મહીં જોતી રે લોલ!

મારે પાતાળનાં મોતી છે પામવાં—
  સાગર સલિલમાં ધોયાં રે લોલ!
લાવો વ્હાલમજી! ધરતીને ઉરથી
  મોતીડાં દિવ્ય આજ જોયાં રે લોલ!

ઘેલી! પાતાળનાં મોતીને પામવા
  ક્ષિતિજની વાટ લઈ જાવું રે લોલ!
દિશાના દ્વારપાળ બેઠા ત્યાં જાગતા
  તેને મારીને મોતી લાવું રે લોલ!

દિશાનાં કોટડાં કૂદીને ઊતર્યાં—
ચંદ્રદેવ આભને આરે રે લોલ !
સાગરમાં હાથ બોળે મોતીડાં વીણવા,
જલધિ છલંગ મત્ત મારે રે લોલ !

સહેજે સાગર પર મોતીડાં ઉભર્યાં,
તરવર તરવર કરતાં રે લોલ !
મોતીની જ્યોતિ ભરે રજનીની આંખડી
હસે ત્યાં ચંદ્ર જળે સસ્તાં રે લોલ !



## સૂરજરજની

: સવૈયા :

રજનીરાણી નિત શરમાળી થોભ ઘડીક તું મારે કાજ,
અનંતથી હું આવ્યો ચાલી નિરખી તુજને એકલ આજ;
થોભ ઘડી એ; લોભ હજીયે, ક્ષોભ ધરીશ નહિ તારે ઉર,
મનરંજન કરવાને તારૂં અંજન કરવા આપું નૂર;
ગુલાબની ફૂલછાબ ભરીને કમળ ભરી ગૂંથી દઉં માળ,
રજનીને સજની કરવાનેઃ મોહાવે તુજ મુગ્ધા ચાલ !

શ્યામલ અંબોડો સોહન્તો હિમાચળશી વેણી સાથ,
સાગરશો પાલવ ફરકન્તો એ રજની આજે મુજ હાથ.
કૃષ્ણ હતો કાળો આ જગનો રાધા ગોરી રમણી નાર,
આજ થઇ તું રાધા કાળી–કૃષ્ણ કનકનો તેજંબાર!
પણ તે જન્મે હતાં ધરા પર, આજે તો આ નભ મોઝાર–
કૈંક ગૃહોની ફરતે ફરતાં આજ મળી તું પ્રાણાધાર!

આજે ચુંબન આપી અધરે પાંપણ ભેગી પાંપણ જાણ!
અન્તરને અન્તરથી ભેટી સદય કરૂં તારાં સન્માન!
ભાલે ભાલ મૂકીને ભવની રેખાઓ કરવી સાકાર,
રજનીને સૂરજનાં હૈયાં પ્રકાશશે થઈ એકાકાર!
ધરતી પર સરશે નવતેજે પગલાં પાથરતાં નવતેજ
વસુંધરા ચાદર પાથરશે ચરણતણી રજ ઝીલે સેજ!

ઘડીક રજનીરાણી શાણી વાણી અણજાણી સુણ આજ,
દિશાદિશામાં ઢૂંઢી ઢૂંઢી તને નિહાળી અહિં સહસા જ.
પ્રેમ હવે અન્તરનો દાબી કેમ શકું રજની! પળવાર,
પૂર પ્રણયનાં ઉછળે હૈયે–તે પર નાવ તરે સાકાર.
નાવ હશે એ કયી સખી કહે? તને કશુંયે આવે ધ્યાન?
તરી રહી એ નાવ મજેની–છબી મનોહર તુજ એ જાણ!

હતો અભાગી, હતી અભાગણ, આપણ બંને સહી એકાંત,
આજ મળ્યાં છે તો રહી ભેગાં કરશું ના હૈયાંને શાંત?
ઝાકળનાં ટીપાં તુજ કેશે વળગ્યાં તે ખંખેરી નાંખ,
કેશ ગૂંથી અંબોડો બાંધી આંજ અંજને મધુરી આંખ.
ઘડીક વિરમી નભને તીરે પ્રેમભર્યું જીવન સોહાય,
સૂરજરજનીના સંસારે કોટિ કિરણ જગમાં પથરાય!

## જગન્માતા!

દિવ્ય સનાતન પુનિત પ્રકૃતિ જનની જગની!

પુણ્ય તેજની પવિત્ર માતા,
રજનીદિન સુખછાંયની દાતા!
ભાતભાતનાં તેજ છવાતાં—
દિવ્ય સનાતન પુનિત પ્રકૃતિ જનની જગની!

પળ પળ સ્તન દઈ વસુંધરાને,
પાન કરાવે નિજ તનયાને,
તેજ અમી શુભ મંગલ પાને,
દિવ્ય સનાતન પુનિત પ્રકૃતિ જનની જગની!

સૂર્યશશી નિજ તેજભર્યાં સ્તન,
અખંડ ધારે જગને ધાવણુ,
આપે અમૃતપાન સુપાવન—
દિવ્ય સનાતન પુનિત પ્રકૃતિ જનની જગની!

૬–૧૨–૩૯



# શિકાર

: અંજની ગીત :

આકાશે હરણાં હણવાને
ઇન્દ્રે બાણુ ચઢાવ્યું જાણે.
આમતેમ હરણાં બચવાને
ફાંફાં શું મારે ?

વિરાટ પેલું બાણુ તણાયું,
હરણાંનું ટોળું વિખરાયું,
ગગન ઘોર ગંભીર છવાયું
વિષાદ અંધારે !

કિકિયારીઓ કરુણુ સુણાતી,
ધબકે છે વર્ષાની છાતી,
સંધ્યા પશ્ચિમ ગોદ લપાતી.
કોણુ કોની વ્હારે !

એક એક શર ઇન્દ્ર ચઢાવે,
હરણુ હરણુને ત્યાં તફડાવે,
શિકારઘેલું શૂર બતાવે.
હરણુ નિરાધારે !

અશ્રુની ધારા વર્ષાની,
ધૂળ ભીંજવે વસુન્ધરાની,
પ્રભુઅન્તર નહિ દયા કશાની !
કોપ થયો ભારે !

૫-૪-૩૯

## દક્ષસુતા

: મિશ્ર :

કૈલાસનાં શાંત સરોવરોમાં
ઉષા કરી સ્નાન પ્રફુલ્લહાસ્યે,
દિગંતના ઉંબરને ઉજાળતી
છાંટી રહી કુંકુમ ને ગુલાલ!
તે શ્વેત ને સૌમ્ય પ્રદેશ માંહે
કણેકણે સ્નિગ્ધ સુરંગ છાયા.
વસુંધરાની પ્રિય લાડિલી સુતા
આરોહતી ચંદન અભ્રમન્દિરે.
દેવો તણાં પૂજ્ય પદે પ્રસન્ન
હિમાદ્રિની હીમધરા પ્રફુલ્લ!
આનંદથી ત્યાં શિવ ને ઉમા વસે
સૌન્દર્યની નંદનવાટિકામાં.

: અનુષ્ટુપ્ :

પૂર્વમાં તેજના પૂરે વિમાનો ઊર્ધ્વ ઊડતાં
દક્ષદેશ દિશામાંહે દેવો સર્વ સિધાવતા.

: મંદાક્રાંતા :

શ્વેતાભ્રોમાં થઈ વિહગશાં પાંખ પ્હોળી પ્રસારી
ઊંચી ઊંચી ધવલ ગિરિની શૃંગમાલા વિદારી.
ઘૂઘ્ઘૂ ઘૂઘ્ઘૂ ઘન ગરજતાં ઊડતાં વેગવંત–
વીંઝે વ્યોમે નિબિડ ઘન કૈં પ્હોંચવા કૈં દક્ષદેશ.

: શાલિની :

દક્ષે આજે યજ્ઞમાં છે નિમન્ત્યા
સૌ દેવોને દૂર દૂરાન્તરોથી

તોયે તેડી ના સુતા પાર્વતીને
ના નિમંત્ર્યા શિવને યે સરોષ.
દક્ષે યોજ્યું ભવ્ય એ યજ્ઞપર્વ
યોજી આજી તોડવા શિવ ગર્વ.
તોયે આજે પાર્વતી ચિત્ત પાછું
વાંચ્છે યજ્ઞે પ્હોંચવા સદ્યકાળે.
'તે દેશે ના માન રે'શે કદાપિ
જે માટીને તેં તજી પ્રેમકાજે
તે માટી ના પ્રેમથી પાય ઝીલે
કીધું શ્રધ્ધાથી શિવે ના જવાને.

: અનુષ્ટુપ્ :

પિતાના પ્રેમની હૂંફે વર્ષો જે શૈશવે ગયાં
આજ પ્રોત્સાહને પાછા મંત્રો મંગલ તે થયા.
સૃષ્ટિની ભવ્ય લીલાનો નગાધિરાજ એકલો
શ્રધ્ધાથી મૌન સેવીને શિવના શબ્દ ગૂંજતો.
વાદળે વાદળે ઉષા આર્દ્ર લોચન લૂછતી,
ઉમાને દક્ષદેશે ના જવાને મૂક બોલતાં.
ઉમા જે દક્ષની સુતા દક્ષ ના જીંદગી મહીં–
આર્યાના અન્તરે જાગી સ્નેહ વાત્સલ્યની ઝડી.
શિવનું માન તોડીને દક્ષ ના યજ્ઞ કૈં કરે–
પિતામાં પૂજ્ય પિતૃત્વ જાણી કેમ ઉમા શકે ?
સાત સાત મહાસિન્ધુ મહાશબ્દ ગજાવતા–
ઉમાને પંથ ના માન–દક્ષદિલે નહી દયા !
નગાધિરાજનાં શૃંગો ઉષાના અંકથી ઊઠી
વર્ષાની વાદળી જેમ દ્રવે પ્રસ્થાનની પળે.
'ન લે માર્ગ–ન લે માર્ગ–દક્ષદેશ તણો ઉમા !'
નિઃસ્તબ્ધ મૌનમુગ્ધા તે ઉમા કેમ સુણી શકે ?

શિવની સંમતિ લેતાં પ્રસ્થાને પથ તે પળી–
શિવની હૂંફ છોડીને દક્ષદેશે ઉમા ગઇ !

: શાર્દૂલવિક્રીડિત :

દેવોનાં નગરો નિનાદ ગરજે કૈ વાદ્ય સુરાવટે.
ગંભીરો ઘનઘોર ઘોષ ગગને ચોમેર ગાજી રહ્યો !
અભ્રોની ઘટમાલ દિવ્ય પથથી આઘે ખસી દક્ષિણે
ચાલી વિદ્યુત વેગથી ખબર એ ત્યાં દક્ષને આપવા.
કોડે સાગર ભવ્ય ગીત ગજવે પૃથ્વીપટે પાથરી–
સોનેરી પુલમાલ તાલ લઇને સત્કાર પ્રેમે કરી.
વાજીંત્રો, રથચક્રનાદ – દિશ સૌ ઘેરી ગજાવે ગિરા,
દેવોના પગથી બની પુનિત એ પુરી મહારંગમાં !

: અનુષ્ટુપ્ :

દક્ષ પ્રજાપતિ દેશે પ્રવેશી તનયા ઉમા,
પિતાના ઉંબરે પાછી પ્રવેશી દક્ષની સુતા !
માનમુગ્ધા ઉભી ઉમા સ્તબ્ધ ત્યાં શોકસ્પંદને–
સ્થાન છે સર્વ દેવોને – ભવ્ય તે યજ્ઞમણ્ડપે.
સંસ્મરી શિવના શબ્દો ઉષાનું ઉર ત્યાં જલે
ઉમા વા શિવનું કિન્તુ સ્થાન લેશ ન તે સ્થળે.

: મિશ્ર :

સુતા ઉમા દક્ષઉછંગમાં રમી–
પિતાતણી પ્રેમલ હૂંફ પામી.
રસાર્દ્રતાની નવમંજરીઓ
ઉમાતણા અન્તરમાંહ્ય મ્હેકી,
ફૂટી ફૂણી પ્રેમપરાગ ફોરતી
સૌન્દર્યનું ગાન નિસર્ગ ગાતાં.

ઉમા વરી તે શિવને વસંતે
પિતાતણો રોષ સદા સહીને.
દેવોતણા આસનમાં મળ્યું ના
જોવા જરી આસન શિવકેરુ.
પિતાતણો રોષ કળી ગઈ તે-
બળી રહી અન્તરવેદનાએ.
વાચા બની મૌન અગાધ શોકે.

: મંદાક્રાંતા :

સ્વામી સાથે સુખમય હતાં વર્ષ કૈલાસ શૃંગે.
સંધ્યા જાણે પ્રિય સુખતણી દક્ષદેશે નિહાળી.
હૈયે તેને ભડભડ ઊઠી ઉગ્ર કૈં ક્રોધ જ્વાલા-
ના સ્હેવાતાં શિવપતિતણું સ્થાન દેવર્ષિ વચ્ચે.
અંગૂઠેથી અનલ જગવી થૈ ઉમા પ્રાણહીન.
કંપ્યા દેવો નિરખી શબ ત્યાં યજ્ઞસ્થાને ઉમાનું-
કલ્પે હાવાં શિવ શું કરશે નાશ દેવાદિ સૌનો ?
ધ્રૂજી ઉઠ્યા પુરપતિ ત્યહીં દક્ષ જોઇ દશા એ.

: અનુષ્ટુપ્ :

સ્થૂલ વાદ્યો થયાં મૂગાં, કોલાહલો શમી ગયા,
ઉમાનો તુટતાં શ્વાસ જાણે પૃથ્વી દ્રવી રહી.
શાંત પાછા પડ્યા પેલા સૂર સિન્ધુતણા શમી-
કંપ્યાં શૃંગો નભાંકે ત્યાં ઊર્ધ્વ હિમાદ્રિમાલનાં.
આજ મૂગી બની વીણા વિશ્વની શોકની પળે,
ઉમાનો પ્રાણ જાતામાં શોકછાયા ફરી બધે!
વિરામ્યાં વાદળાં વ્યોમે ઉમાનું શબ દેખતાં-
ક્લાન્ત થૈ પશ્ચિમે સંધ્યા-ધરે મૌન વસુંધરા.

: શિખરિણી :

ઉમાના મૃત્યુની ખબર પડી જ્યાં સદ્ય શિવને–
મહાઉત્પાતે ત્યાં શિવહૃદય ક્રોધે કમકમ્યું !
સરોષે ઊઠીને હિમશિખર છોડયું ઝટ શિવે;–
ધસ્યા વાયુવેગે પ્રિય સખી ઉમાના શબ કને.
બધાં પંખી, પ્રાણી, શિખરશિખરો શોક ધરતાં
પડયાં નિશ્વાસોથી વિષમ ઘટમાલે પદતલે.
થશે શું ત્યાં યજ્ઞે ? શિવ જઇ ત્યહીં શું ન કરશે ?
રહ્યું સ્પન્દે ધ્રૂજી જગ શિવપ્રયાણે થરથરી.
ઉમાના આઘાતે શિવ જગત સંહાર કરશે ?
બધા દેવોની યે કરુણ પળ શું આવી મળશે ?
મહાક્રોધે ઘૂમી શિવ શું દહશે દક્ષનગરી ?
નિમંત્ર્યો શો દક્ષે કરુણ જગસંહાર કરમે ?

: સ્ત્રગ્ધરા :

દેવોની મંડળીમાં શિવપદ પડતાં કંપ વ્યાપ્યો દિગંતે–
ધૂણીના ધૂમ્રમાંહે શિવહૃદયતણા ઉષ્ણ ઉચ્છ્વાસ જાણે !
જોયું વચ્ચે ઉમાનું શબ પડયું–નયને ત્યાં શિવે શું નિહાળ્યું ?
અગ્નિ નેત્રે ભભૂકયો હૃદય બની ગયું રુદ્ર જ્વાલામુખીશું !
ત્રિનેત્રે વિશ્વકર્મા પણ પળ ન વસ્યો–સૃષ્ટિ સંહારલીલા
માણી આજે શિવે ત્યાં લઇ શબ સખીનું પાદનાદે પ્રચંડ,–
પૃથ્વીના સ્પન્દસ્પન્દે શિવહૃદયવ્યથા મૂર્ત્ત જાણે પુકારી !
જાણે સર્વે દિશાઓ ધરતી પર ઢળી મત્ત ઝંઝાનિલોમાં.
વિષ્ણુ, દેવાદિ સર્વે નિરખી શિવતણી રુદ્રલીલા વિષાદે
ત્રાસે નાસે છલંગે, કંઈક શિવ પદે ત્યાં ઢળી શાંતિ પ્રાર્થે.

: પૃથ્વી :

લઇ શબ ઉમાતણું શિવ કરાલ નૃત્યે ઘૂમે.
દિગંત પણ ઉખડી રૂધિર રંગ ધારી પટે.

વિનાશ સદને ધરાતલ થશે ઘડી સૂચવે.
છલંગભર રુદ્ર ઉગ્ર અવનિ પગે ચાંપતો.
મહાનલ સમો પ્રચંડ જનદેવદેવાદિને
વિનાશક પ્રકંપને થરથરાવતો ક્રોધથી.
વિષાદ અવનિઉરે, અનિલપુંક વ્હાણે ચઢી
અગાધ ગગનોદરે પ્રબળ વીજકંપે ઘૂમે.
પ્રમત્ત મરુતો ચઢયા ક્ષિતિજપાળ ઉચ્છેદતો
હિમાદ્રિશિખરે કરાલ ગિરિમાલ ગર્જાવતા.
સમીર સુસવાટમાં તરુ સમૂળ ઉત્થાપતો
પ્રચંડ પદતાલથી વિવશ કાલ કંકાલશો
ભમે શિવ વિરાટની લઇ છલંગ ચોમેરમાં.
ઢળે શિખર અદ્રિનાં, તરુવરે ઢળે રાનમાં-
પ્રકોપ શિવનો ધરાતલ સપાટ ઢંઢોળતો.
ન તૃપ્તિ શિવને અરે! તપતણી ઋચા ના મુખે.
ધરી સ્થૂલ શરીર માત્ર પ્રિય તે ઉમાનું ઘૂમે;
ઘુમાવી કંઇ આસનો અતિથિદેવ દેવાદિનાં.

: અનુષ્ટુપ્ :

કંપે છે કાનને કુંજો ધ્રૂજે છે શૃંગ અદ્રિનાં
શીત વ્હેણો હિમાદ્રિનાં થીજ્યાં ને સ્તબ્ધ થૈ ઉભાં-
અભ્રોની હારમાલામાં કતારો શૃંગની શમી!
પૃથ્વીએ પોપચાં બીડ્યાં નાંખી શીર્ષ નભાંગણે!
જન્મજન્માંતરોમાંહે સૃષ્ટિના ક્રમની લીલા
મૃતમાંથી ફરી મર્ત્ય જન્મશે વિશ્વતન્ત્રમાં.
પ્રેમના બન્ધને ના કૈં દેવ માનવ મુક્ત કો',
પ્રેમના પ્રાણમાં મીઠી કરુણા અવસાનની.
મૃતને દહવા કાજે કોણ શિવ સમીપમાં?
શોકલીન વ્યથાગ્રસ્ત શિવ દાહ દઈ શકે?
ઇન્દ્રે ત્યાં દાહ દીધો ને નૂતન જન્માંતરે ફરી

જન્મશે એ જ એ ઉમા પાર્વતી પ્રેમપાંગરી.
ભવ્ય હિમાદ્રિના અંકે શિવ ને પાર્વતીતણી
ખીલશે પ્રેમની ઉષા સ્નિગ્ધ કલ્યાણવર્ષિણી.
દક્ષનું કુલ છોડીને લેશે તે કુલ પર્વતે;
શિવના સંગમે જાશે જીંદગી ગંગશી તરી ! *

૧-૫-૪૧.



* મારા મિત્ર અને ગૂજરાતના પ્રસિદ્ધ ચિત્રકાર શ્રી. મોરારજી સંપતનું 'શિવવિલાપ' ચિત્ર જોયા પછી આ કાવ્ય રચેલું.

# વિરાટ દર્શન

: પૃથ્વી :

સમુદ્રજળ રુદ્રતાલ લઈ કાળ કંકાલનો
ઉમંગભર ગર્જતું નવતરંગને સર્જતું.
સુરંગ રવિઅંગના જલતરંગમાં રાજતા
મહાબ્ધિ ઉરઊર્મિએ સ્મિતવિલોલ હીલ્લોળતાં.

દિગંત વિલસંત લૈ અરુણિમા રુડી માધુરી;
મહા ઉદધિ ઊર્ધ્વ ગર્વભર નર્તતો સર્જતો
સુરેખ જલમાલ પાલવ કરી મહાપૃથ્વીનો.
અરુણ થઇ શો તરૂણ કરઅંગુલીએ ધરી
અનંત ફરકંત પાલવ, રમે રસાનંદમાં.
વિરાટ દિલનો અહીં પ્રણય શો ઝરે વિશ્વમાં !–
અહીં જ મનુબાલ વામન વિશાલ વિશ્વે દિસે !

અનંત અવકાશમાં ચિર વિરાટનો વાસ આ !
વિશૂન્ય અવશેષશાં મનુજ માત્ર વિશ્વે રહ્યાં !

૧૧–૭–૪૦



# ગુજરાતને ખોળે

: ઓધવજી સંદેશો કહેજો શ્યામને :

ધન્ય થયો તુજ ખોળે મા અવતાર આ,
મારા પ્રભુની મ્હેરે એ આનંદ જો !
અન્તરનાં આંસુની અર્પી અંજલી
પામું પુણ્ય કરીને આજ અખંડ જો !
ધન્ય થયો તુજ ખોળે આ અવતાર જો !

મા ! મુજ પાવન ગુણિયલ ગરવી ગુર્જરી,
તારે ખોળે ઉછર્યાં કૈં ભડપુત્ર જો !
શૌર્યતણા ઇતિહાસે કીર્ત્તિ તેં કરી—
સત્યઅહિંસાનું તેં દીધું સૂત્ર જો !
ધન્ય થયો તુજ ખોળે આ અવતાર જો !

મારા તાતે દીધી મુજને વેદના
ઝીલી મેં તે મારે બન્ને હાથ જો !
એજ અમૃતસીંચનથી ઊગ્યાં ફૂલડાં
ગૂંથી તેની માળા ઉમંગ સાથ જો !
ધન્ય થયો તુજ ખોળે આ અવતાર જો !

કરવાં કીર્ત્તન આજે તે કિરતારનાં
ગાવાં ગુર્જરી તારાં નવલાં ગીત જો !
જીવું જીવન મારું જગના મન્દિરે,
એ લાખેણો લ્હાવો, પામું અમિત જો !
ધન્ય થયો તુજ ખોળે આ અવતાર જો !

હસતો, રડતો તોયે તારે ખોળલે,
  પામું આશ્વાસન હું તારે પાય જો!
મા ! મુજ અન્તરદરિયે પાકયાં મોતીડાં,
  દેતાં ધર્મ અદા એ કવિનો થાય જો !
  ધન્ય થયો તુજ ખોળે આ અવતાર જો !

તુજ ધરતી પર જન્મી ગુજરાતી થયો,
  મોંઘામૂલું પામ્યો પ્રભુ વરદાન જો !
જીવી આખર સૂધી સાચો પુત્ર હું,
  ઘૂમું જગમાં ચોગમ લઈ અભિમાન જો !
  ધન્ય થયો તુજ ખોળે આ અવતાર જો !

ઇન્દ્રધનુષ કૈં પલકયાં તારે આંગણે
  તેમાં ઝળકયું વિશ્વપિતાનું નૂર જો !
સંધ્યા સુંદર સરતી તારી સોડમાં
  એ દર્શનથી લ્હેરે મારૂં ઉર જો !
  ધન્ય થયો તુજ ખોળે આ અવતાર જો !

જીવું રંક રહી અહીં તારી ભોમમાં
  તોયે આખર મારી તું મ્હેલાત જો !
જનની ગુજરી ગઇ મુજ, પણ તું ગુર્જરી
  અમ કોટિક ભાંડુની એક જ માત જો !
  ધન્ય થયો તુજ ખોળે આ અવતાર જો !

તારે નામે જીવન ધનધન રંક આ–
  તારું ગાયું ગાઉં મંગલ ગાન જો !
ગાતાં ગાતાં ગુર્જરી તારે ખોળલે
  અમર થઇશ પાથરતાં મારો પ્રાણુ જો !
  ધન્ય થયો તુજ ખોળે આ અવતાર જો !

# રેંટિયો

: મિશ્રોપજાતિ :

કંગાલ આ દેશ દરિદ્રતાનો
નિહાળશે ધન્યપ્રભાત કો દિ'
આ રેંટિયાના સતના પ્રતાપે?
ને આજ આ દેશજનો બધાંયે
ફરાવતા મંગલચક્ર રેંટિયો
ને નાદ તેનો સહુ માનવીમાં.
હતું અરે વાદળ ઘોર-કયાંથી
આ ચક્ર માંડયું ફરવા, જગાડી
નિરાશના વ્યોમ વિષે પ્રદીપ્ત
પ્રભા મહામંગલ મુક્તિકાળની?
હતા અમારા સહુ પૂર્વજો ન કયાં
આ રેંટિયે સૂતર કાઢી કાઢી
વસ્ત્રો બનાવી જનસંસ્કૃતિની
પ્રભા જગે માનવમાં પ્રસારતાં!
બ્રહ્માંડનો એક વિરાટ રેંટિયો
ત્યાં સૂર્ય કેવો અતિ ભવ્ય સોહે!
એ ચક્રથી રશ્મિ વણાઈ નિત્યે
પ્હોંચ્યાં જગે માનવ ઉરઉરે-
પૃથ્વી તણા પલ્લવ, પત્થરોમાં-
એ તાર ગૂંથાઇ રહી સદાના!
એ રેંટિયો આદિ કર્યો પ્રભુએ-
તે કેમ ભૂલી શકશું જગે રહી?
ને કૈક પેલી તકલી નભે રહી
પ્રકાશના તાર સદૈવ કાઢતી.
ગૂંથાઇ તેની અતિ શુભ્ર જાળ
છવાઇ શું ના ધરતી પટે આ.

બની રહી ઓઢણુ ચિરકાલનું ?
એ આદિ ચક્રો ફરતાં રહ્યાં અને
આ ચક્ર એનું લઈ રૂપ નાનું
રે'શે નવોન્મેષ અખંડ ગૂંથી
વિરાટ કો ચાદર મુક્તિસૃષ્ટિની.
જે ચક્રથી ભવ્ય અનંત સૃષ્ટિ
ચાલી રહી નિત્ય અનંત કાળમાં
એવા જ આ ચક્રથી ના કદી શું-
મળી રહે મંગલ મુક્તિમાનુષી ?

બ્રહ્માંડના એક જ ભવ્ય રેંટિયે
યુગો વણાયા ઈતિહાસના કૈં
ને માનવીએ ચિરકાલ વિશ્વમાં
કર્યો મહાજાજમ સંસ્કૃતિનો-
એવો જ કો આ ઈતિહાસરેંટિયે
વણાઈ રે'હેતો જનસંસ્કૃતિનો-
નવો મહા જાજમ વિશ્વસર્જને.

એ રેંટિયે છો ન સ્વરાજ્ય આવતું !
આ માનવી તંત્ર પ્રશાંતિકેરું-
કિન્તુ ન શું આવ્યું હજી અમોલું
તે આદિનું દર્શન વર્તમાને ?
એ રેંટિયે સૂતર કાંતી કાંતી,
આ માનવી અંતરમાં જ ક્રાંતિ
આણીશું કો સંસ્કૃતિના સત્તારે !
બ્રહ્માંડ આખું ફરતું, પ્રભુની
લીલા મહામંગલ માનશબ્દે
કથી, યુગોના ઈતિહાસ માર્ગે

વિરાટના સર્જનસંયમે રહી !
ફરી રહેશે અમ રેંટિયો યે
ગાંધી પિતાની અહિંસાની સૃષ્ટિમાં
હિંદી જનોને ઉરઉર રેલવી
જ્યોતિર્મયી શાંતિ અનાદિ કાળની–
કો દિવ્ય સુસંસ્કૃતિ સ્થાપવાને–
આ માનુષીમુક્તિ અપાવવાને–
બ્રહ્માંડના સર્જનના જ સંયમે,

સંધ્યા સદા ફેરવતી જ રેંટિયો
ને તાર તેજોજ્જ્વલ કોટિ કાઢી
વસુંધરાને ગૂંથી વસ્ત્ર આપતી;
એ વિદૂષી પૂજ્ય પવિત્ર સંધ્યા
ભેગી કરી વાદળપૂણી સર્વે
જતાં જતાં યે નભને દઈ જતી
વિરાટ કો ચાદર તેજવંતી.
ગૂંથી સદા આપવું અન્યને રહ્યું,
તો આપણે યે નિત કાંતી કાંતી
ના આપશું પાશ્રમ દેશને શું
ગૂંથી મહાચાદર સંસ્કૃતિની ?

આ રેંટિયે સૂતરતાર કાઢી
કાલે નવી સંસ્કૃતિને નિહાળશું–
જ્યાં ઊગશે રમ્ય પ્રભાત પેલું
રિઆયલી ભારત ભોમકાનું !

૧૨–૨–૪૦



# પશ્ચિમની શોણિત સંધ્યા

: લાવણી :

કોણુ જગે આજે જંપે?
ધરતીની છાતી કંપે.

હીટલરની પડી હાક હુંકારે ને યુદ્ધના નાદ સૂણાતા,
ઘોર ગગનમાં બોંબ ધડાકાએ ભડભડ ભડકા થાતા,
કોણુ જગે આજે જંપે?
ધરતીની છાતી કંપે. ૧

કાલ હતી ઉષા પૂરવ આભમાં રંગનાં લીંપણુ લીંપી,
આજ ધરાધૂળ લાલ રંગાઇ તૃષા રૂધિરથી છીપી.
કોણુ જગે આજે જંપે?
ધરતીની છાતી કંપે. ૨

એક ઇસુનાં એ બાળક આજે મદભર હીંસક થાતાં,
કૈંક અનાથની કિકિયારી સુણી દેવનાં દ્વાર ભીડાતાં.
કોણુ જગે આજે જંપે?
ધરતીની છાતી કંપે. ૩

પશ્ચિમમાં આજે શોણિતસંધ્યા કોટિક લોક નિહાળે,
ભારતને ભોમ સતિયો ગાંધી મૌન છતાં નિજ પાળે.
કોણુ જગે આજે જંપે?
ધરતીની છાતી કંપે. ૪

આજ તારણુહાર ના દુનિયાનો, ના દીન કે દિલનો,
તોપ વિમાનનો આશરો સૌને મોતની મ્હેફિલનો.
કોણુ જગે આજે જંપે?
ધરતીની છાતી કંપે. ૫

૪—૯—૩૯

## પોકાર

મંદ્ર મૃદંગ બજંત અહીં આ શાને?
કઇ કોટિક માનવની આજે અભિલાષા પછડાતી,
ચીસો કઈ કઈ શુષ્ક કંઠની ભવ્ય કરુણ સૂણાતી;
ઓ કાળ રુદ્ર નિષ્ઠુર કરાલ! અહીં આ માનવતાની
હૈયાકેરી હાય નિષ્પ્રાણ થતી મેં આજે જાણી.
તોય વીંધી સુનકાર
જાગતો માનવનો પોકાર!

આ શો ઊત્સવ આજ અહીં આ સ્થાને?
નગર નગરની ખાક થાય ત્યાં ધરતી ક્રંદન કરતી,
જ્વાલા તે સૌ કીર્ત્તિનગરની અનંત નભને ભરતી.
પ્રખર અગ્નિ ઝંઝાનિલ ચોગમ મ્હેલ મિનારા બાળે,
ઓ કાળ ક્રૂર કંકાલ આજ થઇ નિર્દય નહિ ભાળે
અમ સર્જનનો સંહાર?
જાગતો માનવનો પોકાર!

ધ્રૂજે ગગને આજ મિનારા સારા–
કીધાં દેવળ ભવ્ય માનવે પ્રભુના પૂજન કાજે,
આજ તૂટે તે ઊર્ધ્વ મિનારા ભીષણ ગોળા ગાજે;
ધર્મપ્રતીકે શીર્ષ નમાવી સાએ વન્દન દીધાં,
એજ પૂજકે પૂજ્ય મૂર્ત્તિના કોટિક ટૂકડા કીધાઃ
એ સંસ્કૃતિને પડકાર
જાગતો માનવનો પોકાર!

આજે જગઅંધેર ફરી પથરાતું,
માનવલીલા આજ વિશ્વમહીં પળમાં નિર્જીવ થાતી,
ક્રૂર ઉગ્ર યુગકાલતણી અહિં આજ તૃષા છીપાતી.

દિશદિશમાં માનવનાં ક્રંદન આજ કરુણ કૈં જાગે,
આજે માનવનગર મહીં શું ઘરઘર મૃત્યુ માગે?
પાપ તણો સહુ ભાર?
જાગતો માનવનો પોકાર!

બાગબગીચા રમ્ય રણમાં પલટે,
પગલે પગલે આજ ચણાતી કબરો મૃતકાયા પર,
ઘરઘર મૃત્યુનાદ ભયંકર જાગે પળપળ આખર:
અનાથ, વિધવા, કૈક શેષશાં આજે માનવતાનાં,
કરતાં કરૂણ વિલાપ ઘરઘર હૈયાં દ્રવતાં છાનાં!
શૂન્ય મનુષનાં દ્વાર,
જાગતો માનવનો પોકાર!

આજે રંકદલિત જન રગદોળાતાં
સાંજ સવારાં શૂન્ય શુષ્ક કૈં ઊગતાં ને આથમતાં,
તાર નિસ્તેજ નિર્ભ્રાન્ત ગગને નહિ સુખતેજે ભમતા.
પ્રાણ પ્રાણ પામર પૃથ્વીમાં આજે ડૂસકાં ખાતો,
ત્રાસ, હિંસા, અન્યાય,ભૂખથી આ મેળો વિખરાતો.
અમ ઉરનો અંગાર,
જાગતો માનવનો પોકાર!

જાગ્યો છે અંગાર સકળ સંસારે!
આજે સહુ પાદર પર આદર આખરનો બસ જલશે,
આજ અવશેષ રહે નહી પળ સારું જગ જ્યાં બળશે.
નિર્દય દાનવ માનવતાની ખાક પડી અહીં રે'શે–
પાંગરશે ત્યાં પુણ્ય, પ્રેમ ને પ્રભો જનમ તું લેશે!
જગનો નવો અવતાર–
જાગતો વ્યર્થ વ્યથાપોકાર!

૧–૪–૪૧.

## 'બ્લૅક આઉટ'

: શિખરિણી :

અરે આ અંધારું નહિ જ નવ વાગ્યા ત્યહીં થયું !
બુઝાવી બત્તીઓ–ઘન તિમિર ગંભીર બનતું.
મળસ્કે કો વારે દિસતું જગ તેવું અહિં દિસે–
હવે આ સૌ કાળું જગત જનવાસે અસમયે.

મળસ્કે અંધારું : પણ પછી ઉષા રમ્ય ઝગતી–
ઝગી રે'શે તો શું તિમિર પછી કોઇ નવ ઉષા ?
મળસ્કાના જેવું ઘન તિમિર છો આ વિલસતું–
નથી ઉષા તોયે પળ પ્રગટવાની જગ વિષે.

કઇ નાના નાના રવિ ગ્રહ સમા ગોળ ટુકડા
ઝગી રે'શે બૉમ્બો દહી જગતને ઉગ્ર અગને,
મનુષ્યો પ્રાણીનો પળ મહીં જ સંહાર કરશે,
અરે ! એવી ઉષા જગતભરની નાશક થશે.

મળસ્કું છે ના આ–ઘન તિમિર સંહારતણું આ!
હવે સંસ્કૃતિના નહિ જ અવશેષો નિરખવા
જરી રે'શે હાવાં જનજગતમાં મૃત્યુતિમિરે.
થશે કબ્રસ્તાનો સહુ મનુજવાસે પળ પછી.

: મિશ્રોપજાતિ :

સવાર થાતાં ઊડશે દિગંતે
કૈં પંખીશાં પાંખ પ્રસારતાં નભે
વિમાન ગંજાવર ઘોર નાદે
પુરાણના પત્થરને પીગાળતાં,–
ઊંચા મિનારા જનકીર્તિકેરા
ક્ષણેકમાં ધૂળ સમા બનાવતાં.

: અનુષ્ટુપ્ :

ફાટશે પત્થરો ને આ જીવતાં શબ સૌ થશે–
ઉષા એ આવશે એવી નાશત્રાસ કરી જશે.
હોય શું આપણી ઉષા આવી ક્રૂર વિનાશક ?
આતો છે યુદ્ધની આંધી અંધારે ક્ષણુ પોઢતી.
કાલ જ્વાલા જશે જાગી દ્વાર દ્વાર જલાવતી.
સંસ્કૃતિ માનવોની આ હણી માનવને જશે.
જોવા એ કાલકંકાલ અગ્નિદાહ વિનાશક
રે'શે ના માનવી પોતે રે'શે ના જગપાલક.



# યુધ્ધસ્મારક

: અનુષ્ટુપ્ :

'સ્વર્ગમાં શહીદો સૂતા' અંગુલિ આજ ચીંધતો
ઊભો તું માનવીભોમે પ્રવાસી દગ ઠારતો.

: શિખરિણી :

ગયાં વર્ષો વીતી કઇક ગત તે યુધ્ધ શમતાં,
હશે સંસારાબ્ધિ કઇક સહરાશા થઇ ગયા !
હશે કં ઊદ્યાનો પદરવ વિના ઉજ્જડ થયાં !
મરેલાંની માટી થઇ હરિત લીલા અવનવી
હશે અંકુરોથી અનુપમ ફુલી ફાલી નભમાં.
યુરોપે માંડેલા જનરૂધિર એ યજ્ઞ મહિં સૌ
થયા સેનાનીઓ બલિ, સકળનું સ્મારક અહીં
ઉભો તું ગાંધીના અહિંસક તટે શીદ અટુલો ?

: અનુષ્ટુપ્ :

ન્હોય કૈં સ્થાન આ તારું સ્વર્ગ તે બતલાવવા,
મૃત્યુકાંડ થયો ક્રૂર તે અમને સ્મરાવવા.

: મિશ્રોપજાતિ :

અહીં હજી આ તુજ પાય પાસે
પડી રહ્યો પત્થરકોટ જૂનો.
અહીં અમારા કઇ હિંદીઓએ
રેડયાં હશે રક્ત ન મુક્તિ માટે ?
થયા શહીદો જન કૈંક યે હશે.-
છે તેમનાં સ્મારક આજ ભોમે ?
વા કોટકેરું અવસાન મૂંગું-
ગાથા સુણાવે મૃત સૈનિકોની ?
વા કોટના પત્થરમાં સમાયા

એ સૈનિકોના ઉચ્છ્વાસ છેલ્લા ?
ને આજ આ ભારતભોમ માંહે
થયા શહીદો અમ મુક્તિ માટે-
ખંડેર છે તે અવશેષ કેરા ?
પાપે હણ્યું પુણ્ય અરે અમારું
તેનું અહીં સ્મારક છે થયેલું ?

: અનુષ્ટુપ્ :

મૃત તે સૈનિકોને આ નમાવી શિર વન્દતો
તોયે ના મારનારાની કબરે મીટ ઠેરવું.
એ યુદ્ધ મુક્તિકેરાં શું લડાયાં જગમાં હતાં ?
પશુતાના મદે ના શું યજ્ઞો એ રક્તના હતા ?

: મિશ્રોપજાતિ :

કૈં રાષ્ટ્રની ભીષણ પાપલીલા
રમાઇ તે ખ્રિસ્તતણા પ્રદેશે
હિંદી જનોના દિલપુણ્ય રક્તે
લીલાં રહ્યાં પાપ સદૈવ ઘોર
તેનું બની સ્મારક તું અહીં ઉભો ?

: અનુષ્ટુપ્ :

સ્વર્ગ છે સર્વને માટે મૃત જીવિત બેયનું
પાપ ને પુણ્યની છેલ્લી લીલાનું સ્વર્ગ એ રહ્યું.
તો તું અહીં રહ્યું કોનું અરે સ્મારક એકલું ?
યુદ્ધનાં સ્મારકો શું આ પત્થરે પ્રાણ ધારશે ?
જીવતાં સ્મારકો શું ના હશે આ જગમાં રહ્યાં ?
કોઇનાં વૃદ્ધ માબાપ, અનાથ, વિધવા વળી
નથી શું સ્મારકો એ સૌ આજ તે ઘોર યુદ્ધનાં ?

: મિશ્રોપજાતિ :

શમી ગયો ક્યાં હજી યુદ્ધકાળ?
હજી ય તે રક્તપ્રદેશમાંહે
જાગી રહ્યાં યુદ્ધ પ્રચંડ ઘોર.
હજી ય કૈં સ્મારક સર્વદેશે
ઊભાં થશે કોટિક સૈનિકોનાં !
જે તોપથી બોમ્બ સહસ્ર છૂટી
જલાવતાં માનવની કતાર,
તે તોપ પાછી જલશે ક્ષણોમાં
સવાર થાતાં વળી અન્ય તોપે.

જે માનવે પ્રેમ પરાગ ફેરવો
તે ઘોર હિંસા ઉર કેમ વાંચ્છે ?
છે પ્હાડ કૈં હિમ છવાયલા અને
ઊંડી નદી, કોતર કન્દરાઓ–
તે સર્વ થાશે ક્ષણમાં સપાટ
મેદાન પાછાં બસ યુદ્ધ માટે ?
એ સિદ્ધિ શું સંસ્કૃતિની ફળેલી ?

: શિખરિણી :

શહીદોને દાટી કરી કબર તે યુદ્ધસમયે,
હવે તૂટી જાશે–નવી કબર ત્યાં સત્વર થશે.
બધાં કબ્રસ્તાનો ફરી સકળ મેદાન બનશે:
ફરી કૈં સંસારીનગર ધનસમૃદ્ધિ છલકયાં
રહ્યાં લુખ્ખાંસૂકાં વિજનસહરાશાં થઈ જશે.

: અનુષ્ટુપ્ :

આવતા યુદ્ધનાં પાછાં સ્મારકો જગમાં થશે !
સ્મારકોની અરે પૃથ્વી થાશે શું અહીં આખરે ?

જોશે શું એ પ્રભુ એની સાચી એ જ વસુંધરા ?
વસુધા માનવોની શું થાશે કૈ સ્મારકોતણી ?

: શાલિની :

તું યે એવા સ્મારકે આજ ઊભો,
જોવા તારી આવતી કાલ પાસે.
તું તો ઊંચો દૂરનું જોઇ રે'તો.
આઘેનાં યે દૃષ્ટિમાં સર્વ તારે !
તું શિલ્પીનો છે કળાનો નમૂનો !
પૃથ્વીલીલા મૂર્ત્ત છે સ્મારકે ત્યાં
હિમાદ્રિના શૃંગ ઉત્તુંગ માંહે!
તું જોઇ લે તાજ ત્યાં વૈભવોનો !
એ યે ઊભાં સ્મારકો આર્યભોમે !
તો યે સૌનાં સ્મરણુ સ્મરણે ભાવના ભિન્ન ભિન્ન!

: અનુષ્ટુપ્ :

ગંગા ને જમના કેરા પ્રદેશે અમ ધર્મની
ગંગાને જમના વ્હેતી કીર્ત્તિશૌર્યકથા રટી.
ત્યાં કૃષ્ણ, બુદ્ધ દેવર્ષિ–મન્દિરો ત્યાં સમાધિનાં !
ને જો તું ત્યાં અરે ઉભા તારા જેવા જ પત્થરા,
શિલાલેખો અમારા એ આથમ્યા યુગના હજી.
તું આજે મૃતને માટે ઊભો આ દિલ દાઝવા–
ઉભા તે સ્તૂપ સૌ મંત્ર આપીને અહિંસાતણો.
અમારા પત્થરોમાંહે પ્રાણુ છે અહિંસાતણો
તો શાને આજ હિંસાનાં સ્મારકો અહીં ભાળવાં ?

: શાલિની :

છે ત્યાં પેલો બાગ જલ્યાંનવાલા–
એ ના ઊભો કૈક નિર્દોષ કેરી

હૈયાસૂની હૂંફથી મુક્તિનાદે ?
છે એનાં કૈં સ્મારકો આર્ય ભોમે ?
હિંસાકેરાં સ્મારકો આજ જ્યારે.
ઊભાં રહેતાં જીવતાં પાપ જેવા.

: અનુષ્ટુપ્ :

ને નીચે ગુર્જરીબાગે ધર્મભૂમિ ધરાસણા,
સત્યાગ્રહે શહીદો કે થયા વીર ત્યહીં ઘણા.
પુણ્યશાળી અહિંસાથી હિંસાના બલિ તે બન્યા,
યુધ્ધનાદી મદોન્મત્ત હિંસામાં શહીદો થયા.
ઊભાં છે સ્મારકો આજે તેમનાં અમ ભોમમાં ?

: મિશ્રોપજાતિ :

કળાકરાંગુલિથી પ્રાણ જાગ્યો
તારા મહીં પત્થર પ્રાણધારી !
વાચા હતી જે તુજ મૌનમાંહે
તે આજ તારી નવલી કળાથી
સુવ્યક્ત થાતી પથપાંથ સર્વને !
તે સૈનિકોના ગતપ્રાણ સ્મારકે
તું પત્થરે પીગળતો હજી ઊભો
નિઃસ્તબ્ધ મૌને કરુણાર્દ્ર સ્મારકે !
ન તોય તું તે અમ ધર્મભોમે
સ્વાતંત્ર્યના કો ગતપ્રાણ કેરું
બન્યું હજી સ્મારક મૂર્ત્તિમંત !

: મંદાક્રાંતા–શાલિની :

છો ના આજે ભરતભૂમિમાં સ્મારકો તેમનાં કૈં–
હૈયે હૈયે અમ વતનની મુક્તિ કેરી તમન્ના
છે સર્વે એ મૃત શહીદનાં સ્મારકો દિવ્યરૂપે ?
શાને વાંચ્છું સ્મારકો પત્થરોનાં ?

## પરમ તેજ

પરમ બ્રહ્મ પ્રભુ તેજ જગે પ્રગટાવો !
દીપ્ત સુશીતલ દઇ અજવાળાં,
કાળકાળનાં ભેદી જાળાં,
પરમ બ્રહ્મ પ્રભુ તેજ જગે પ્રગટાવો !

ખંડખંડમાં પ્રચંડ ગરજે,
મુક્ત માનુષી સંસ્કૃતિ પર જે,
મન્દિર તારાં ચૂરી રજરજે,
દિશ દિશ અત્યાચાર !
પરમ તેજ લઇ પ્રભુ પ્રગટો સાકાર !

ઉરઉર બસ રૂધિરપિપાસા,
રંક દીનને નિત્ય નિરાશા,
શસ્ત્ર તોપના ઘોર તમાશા,
શબ આ કોટિ હજાર,
પરમ તેજ લઇ પ્રભુ પ્રગટો સાકાર !

તારાં સર્જન થાય વિસર્જન,
તુજ માનવ કરતાં સૌ ખંડન,
તારી દુનિયા નહિ તારી ક્ષણ,
ક્યાં માનવ આચાર ?
પરમ તેજ લઇ પ્રભુ પ્રગટો સાકાર !

દિશા દિશાએ થાય ઇશારા,
સત્ય ધર્મ નહિ આજે તારાં,
વિજય, ગર્વ ચોગમ ભણકારા,
સંસ્કૃતિનો સંહાર !
પરમ તેજ લઇ પ્રભુ પ્રગટો સાકાર !

# મોરલી

: ધોળ :

આત્માની મનમોહન વાગી મીઠી મોરલી
તેમાં પૂર્યો મધુરો તેં તવ મંજુલ સૂર;
જીવનવનની કુંજે આવ્યાં ઊડી પંખીડાં
સાંભળવા ગીતો કંઇ રસિયાં નવરસપૂરઃ
આત્માની મનમોહન વાગી મીઠી મોરલી !

નવરસ ઝરતી લીલા મંગલ શુભ સોહામણી
નવલા નંદનવનમાં નૂતન અહીં પથરાય;
દિશદિશના દિગંત દિગપાલો પોઢ્યા ઘેનમાં–
મારા ગીતતણી લ્હેરો અનેરી વાય,
આત્માની મનમોહન વાગી મીઠી મોરલી !

કુંકુમ પગલે કનકિત સંધ્યા પલકી આભમાં–
તેને હૈયે ઊર્મિલ ગીતો મુજ લ્હેરાય,
આવ્યો ચાંદો ગગને એકલ સુણવા તાનમાં
સંધ્યાને ત્યાં નિરખી આઘે અટકી જાયઃ
આત્માની મનમોહન વાગી મીઠી મોરલી !

ચેતનવંતા પૂર્યા તેં તુજ અન્તરસ્વર ઘણા
રસવંતા તેં ચગવ્યાં મીઠાં મનહર ગીત,
એ ગીતે સૂર જગવી જગમાં નિત્યાનંદથી
વનપંખીની સાથે કરવી મારે પ્રીત
આત્માની મનમોહન વાગી મીઠી મોરલી !

એવી મનમોહન મુજ મીઠી મધુરી મોરલી–
વાગી રે'શે થાતાં ઉજ્જ્વળ સંધ્યાકાળ,
ઝળહળ તેજે ઝબકી રે'તી અનુપમ સાંજના
સંધ્યા ચરણે શમશે સૌ એ ગીત રસાળ,
આત્માની મનમોહન વાગી મીઠી મોરલી !

૯–૭–૩૯



## કાવ્યસૃષ્ટિ

: મંદાક્રાંતા :

મેં તો ગાયું મગન બનીને ગીત ઘેલું ઉમંગેઃ
છે સર્વે આ મુજ, ગણી કવ્યું તાત ! સંધ્યા ઉછંગે.
મારી સાથે પણ નહિ રહ્યું કોઈ આ સ્હેલગાહે.
તારી પૃથ્વી તુજ રહી પ્રભો ! ના કદી થાય મારી–
હું તો મારે રચીશ નવલી કાવ્યની સૃષ્ટિ સારી
જોવા જેવી, મુજ નયનના અશ્રુના બિન્દુમાંહે !



# ફૂલડાં

પ્રભુ! ના તેં ફૂલ કોઈ પૂરું રે ખિલાવિયું,
 ખીલ્યું ના ખીલ્યું ત્યાં તો તેં એને કરમાવિયું:
  એવાં રે ફૂલડાં હો તારા બાગમાં!

કળીએ કળીએ ભરી મૃદુલ કુમાશ તેં,
 પાંખડીએ પાંખડીએ ભરી પ્રેમઆશ તેં:
  એવાં રે ફૂલડાં હો તારા બાગમાં!

પવનકેરી લહેરે લહેરે ફૂલગોટા ઝૂલતાં,
 સાંજ ને સવારના રંગે કૂણાં હૈયાં હૂલતાં:
  એવાં રે ફૂલડાં હો તારા બાગમાં!

પાયું ના તે પાણી કદી છોડાઓના મૂળમાં,
 વેર્યાં ના તેં છોડકેરાં બીજ કદી ધૂળમાં:
  એવાં રે ફૂલડાં હો તારા બાગમાં!

રંગ ધરી પરિપૂર્ણ વસંતમાં જ્યાં રાચિયાં,
 અકાળે આવીને તેં ત્યાં ફૂલડાં ચિમળાવિયાં:
  એવાં રે ફૂલડાં હો તારા બાગમાં!

ખીલ્યાં કોટિ લાખ લાખ ફૂલો તારા બાગમાં,
 તોયે ખીલ્યું એકકે નહી પૂરા રે પરાગમાં:
  એવાં રે ફૂલડાં હો તારા બાગમાં.

૧૮-૧૦-૪૧

## ડાળ

કડવા લીમડામાં એક ડાળ મીઠી રે મોનજી મોજીલા !
એવી સરવરને પાળે મેં દીઠી રે મોનજી મોજીલા !

ઊભો હું તો ત્યાં લીમડા સાથે રે મોનજી મોજીલા !
ઝૂલે ઊંચું આકાશ બેય માથે રે મોનજી મોજીલા !

આવે લૂ ને વંટોળ કૈંક વેળા રે મોનજી મોજીલા !
તોયે પડછા અમારા રહે ભેળા રે મોનજી મોજીલા !

મારે આઘેરી ભોમની માયા રે મોનજી મોજીલા !
તોયે લેવી છે લીમડાની છાયા રે મોનજી મોજીલા !

છોને લીમડો એ કડવો દીઠો રે મોનજી મોજીલા !
એનો છાંયડો શું લાગે ન મીઠો રે મોનજી મોજીલા ?

એની સઘળી યે ડાળ છો કડવી રે મોનજી મોજીલા !
મારે મીઠેરી ડાળ છે ચઢવી રે મોનજી મોજીલા !

મીઠી ઊંચેરા આભમાં પૂગી રે મોનજી મોજીલા !
એ પર ચઢતાં સવાર કૈક ઊગી રે મોનજી મોજીલા !

મારે ઊંચેરી ડાક કરી જોવી રે મોનજી મોજીલા !
લાંબા મારગની વેળ રહી ખોવી રે મોનજી મોજીલા !

એ તો મીઠેરી જાય ખૂબ આઘે રે મોનજી મોજીલા !
નીચી ઝૂલે તો કેમ મીઠી લાગે રે મોનજી મોજીલા !

૭–૧૦–૪૧



# દીવડે દીવડો

આજ ઘોર અંધારી રાત
દીવો કોણ પેટવે દ્વારે?
આવી એ આંગણ મારે.

સાંજ લઇ ગઇ તેજ એનાં
વેરીને કોટિક તારા,
દીવડો એનો આજ ન આભે
ઘોર રહ્યાં રે અંધારાં.
દીવો કોણ પેટવે દ્વારે?

દ્વાર છે મારાં આજ સૂનાં
એકલો છું જ હું માંહે,
જગાડવા આ દીવડો મારો
આવશે કોઇ એ રાહે.
દીવો કોણ પેટવે દ્વારે?

દિલ મારું ધબકે એકાંતે,
નીરવતા ઘોર લાગે;
કોઈ જો આવે દીવડા સાથે
દીવડે દીવડો જાગે:
દ્વારે દીપ જાગશે ત્યારે!

૧૧-૩-૪૦

❧

# હોડી

જાય હોડી કોણુ છોડી મારી
આજ અરે મધરાતે– ?

સાંજ પડી પેલે આથમણે ને
જાય પ્રવાસી ગામે.
તારલિયા કઇ ઝળક્યા નભે
હું રહ્યો મુજ ધામે.
જાય હોડી કોણુ છોડી
એનાં નાંખ્યાં લંગર તોડી ?

રાત આ બધી આ ગાળવી મારે
ગામના સ્વજન સાથે;
વણુવાં લંગર દોરડાં નવાં
રાતના એકલ હાથે.
જાય હોડી કોણુ છોડી
તીરે નીરવતા પળ તોડી ?

ઊગશે સુભગ કાલ સવારું–
સાગર પાર થવાનું.
હોડી મારી જાય હવે તો
આવશે બીજું ટાણું ?
જાય હોડી કોણુ છોડી ?
મળે કાલ ના બીજી હોડી.

૧–૪–૪૦

## પ્રવાસી

કેમ કરી ભરું પાય મારાં હું ?–
કેમ કરી ભરું પાય ?

દૂર દિશામાં તારલી ઝીણી ટમકે,
નેણુમાં મારે તેજ ઝરેલાં ચમકે;
દિગન્તરાલે આશાઝાંઝર ઝમકે;
તોય મારો ના મારગ પૂરો થાય–
કેમ કરી ભરું પાય ?

હૈયે મારે ગીતડું મીઠું જાગે,
મનડું દેખે મૌક્તિક સાંજસરાગે,
વધવું મારે પથે ફૂલપરાગે,
તોય મારો ના મારગ પૂરો થાય–
હરિ ! ધીરજ ખૂટી જાય !

ચોમેર મારી બંધન આજ તારાં,
ઉતરે ઊંડે ગગન ઘોર અંધારાં–
પથે ન પથિક ગીત સુણુનારા !
તોય મારો ના મારગ પૂરો થાય–
પંથક્ષિતિજ દૂરે જાય !

તેજની ચમરી ઝૂલતી જોવી વ્યોમે,
દોરવી મારે કારવાં જગની ભોમે,
વેદના જાગે આજ તો રોમે રોમે,
તોય મારો ના મારગ પૂરો થાય–
કેમ છાવણીએ પહોંચાય ?

૧૪–૯–૪૧

# અમારો પંથ

: ગઝલ :

ઉપાડ્યાં આજ છે લંગર,
હવે તો છોડશું બંદર,
જવાનું છે અમારે તો અમારા લોકની અંદર.

પડ્યો છે ભવ્ય આ સાગર,
નથી દિશા, નથી પાદર,
જવાશે ત્યાં અમે જાશું–જઇશું ક્યાંય તો આખર!

અમે તો ફક્ત સોદાગર,
કર્યા સોદા છતાં આદર,
મળ્યો ના કોઇનો તો શું–રહીશું અહિં થવા ચાકર!

અમારો કાફલો જ્યારે,
ઉપાડ્યો સિન્ધુ મોઝારે,
હતો ટંડેલ દોરવતો ન તે ટંડેલ અત્યારે.

ભલે આવે હવે આફત,
ભલે મૃત્યુ કરે જાફત,
ભલે તોફાન સાગરમાં; જવામાં તોય ખિલાફત!

અમારા દૂર છે આરા,
ઘૂઘવતા માર્ગ છે ન્યારા,
ડૂબીશું કે તરી જાશું અમે તો તોય જાનારા!

ઊભા છે આશમિનારા–
અમારા દૂર કિનારા–
અમારા પંથ એ ન્યારા–કરે ટંડેલ ઈશારા!

૧૩–૧૦–૩૯

## અફવા

: શાલિની :

કો બોલે છે આંગણે આવી સૌને–
સુણી મેં એ વાત સૌના મુખેથી.
શબ્દો પૂરા ના સુણાતા કદિયે–
ભાંગ્યાતૂટયા શબ્દ સુણાય કયાંથી ?
એ બોલે છે કોણ ? ત્યાં કોણ ઊભું ?
ધીમે ધીમે જાય એ દ્વાર સૌને–
ઠોકે દ્વારો–દ્વાર ખુલ્લાં ઘડી બે
થાતાં–ઝાંખા દીપતેજે પ્રકાશ્યાં.
ના થોભે તે વાર લાંબો જ ત્યાંયે–
ત્યાંથી ચાલી જાય તે અન્ય દ્વારે.

જુઓ ! એ ત્યાં અન્ય દ્વારે, સમીપે !
ઊઘાડી એ નાંખશે દ્વાર ઠોકી.
જાણો છો કે ? જે સુણે કોઇ એને
તે ના બોલી અન્યને કૈં શકે રે !

એણે જેને દ્વાર લીધો વિસામો–
તે ઘેરે છે શબ્દગુંજાર એનો–
એ ગુંજારે અશ્રુ આક્રંદનોનાં
તેજોન્મેષે રૂહે ઝગી, જેવી રીતે
વ્યોમાભ્રોમાં વીજળીના ઝગારા.
ને દીવો યે બૂઝવાતો જ ત્યાં તો.
કૈં કૈં દ્વારે ટ્હેલ મારી જ એણે,
કૈં કૈં ઘેરે શોકછાયા પ્રસારી–
કૈં કૈં ઘેરે શબ્દ અસ્ફુટ એના
ગાજી રૂહેતા માનવી અન્તરોમાં.

ગામે ગામે યે ઘૂમે નિત્ય એ તો-
છાનો છૂપો રાત દી' આપણા સૌ
હાસ્યો વા આક્રંદનો વા વિષાદો
એ નોંધે છે દ્વાર દ્વારે ભમીને.

નોંધે સૌનાં નામ-
તોયે થોભે ના કદી વેળ લાંબી.
આજે મારૂં નામ લેશે જ આવી-
કાલે આવી બોલશે યે તમારું. *

૨૨-૨-૪૦



## મૃત્યુ

: મંદાક્રાંતા :

છે આ સૌનાં જીવન મહીં જો મૃત્યુનો રંગ છેલ્લો !
આવે એ તો નીરવ પગલે નિત્ય મોડો વહેલો.
પેલો પ્રેમી પ્રભુ ત્યહીં રહ્યો દૂર તે વિશ્વપારે;
ત્યાંથી રેલે અમૃત જગમાં એ સદા એકધારે.

આ ઊગેલાં તરુ અમી મહીં, ઊંચકી આજ આંહીં,
મૃત્યુ રોપે તરુ ફરી મહા વિશ્વક્યારે જ ત્યાંહીં.
રોપાયાં એ સહુ તરુ ત્યહીં પૂર્ણ ઊગી રહેશે,-
ના કો દા'ડે ત્યહીં તરુ તણો નાશ તે પુણ્યદેશે.



*હેરોલ્ડ મનરોના RUMOUR નો અનુવાદ.

## તલસાટ

વ્હાલા ! શૂન્ય હતાં મુજ દ્વારો
હૈયે ઘોર હતો સુનકાર :
ગાયાં ગીત સદા મેં તારાં,
તું તો ત્રિભુવનનો કિરતાર રે !
તારા દર્શનનો તલસાટ !

માગ્યું માગ્યું ફરી ફરી માગ્યું
સંધ્યા તેજતણું રસગીત :
સુણ્યા દિગંતથી સ્વર આવતા
જગવીને જૂની ઉરપ્રીત રે !
તારા દર્શનનો તલસાટ !

લીલા મૂર્ત્ત બધી જગમાંહે
ગૂંજે ઓમ્ સનાતન સૂર :
તોયે ભેદી નહિ જગદ્વારો
આવ્યા સૂર એ મારે ઉર રે !
તારા દર્શનનો તલસાટ.

સંધ્યા તેજતટે આ ઘૂમ્યો,
માગ્યો કિરણતણો અવતાર,
તૃણ તૃણ ચૂમીને આથમવા
માગ્યું દાન મેં તો દાતાર રે !
તારા દર્શનનો તલસાટ.

ખીલ્યા સોહન પશ્ચિમકયારા
હૈયે શોકતણો પ્રિય રાગ,
ગાયાં મસ્ત બની ગીત એનાં
નાખ્યો અસ્ત થવા પણ લાગ રે !
તારા દર્શનનો તલસાટ !

જીવનકુંજ મનોહર માની
અન્તરમન્દિર આ ચિરધામ,
તું તો વિરાટ અણુ થઈ આવ્યો
મારું મન્દિર પણ સુમસામ રે!
તારા દર્શનનો તલસાટ.

દીઠા દેશ ઘણા નવનવલા
સંધ્યાતેજે શુભ સોહાય,
તોયે ઘાટ તારો હજી નાવ્યો,
નાથ! હૈયુ જ્યાં મુજ હરખાય રે!
તારા દર્શનનો તલસાટ.

૨૬-૧૨-૩૯

# અતિથિ

ઘડી ઘડી તું આવ્યો દ્વારે,
નામ પૂછ્યું મેં તારું ત્યારે,
તેં આપ્યો ના ઉત્તર જ્યારે
નહિ ખોલ્યાં મેં દ્વાર.

કેટલી લાંબી મંજલ કીધી,
પ્રેમે દ્વાર દિશા મુજ લીધી,
મધરાતે લઈ કેડી સીધી
આવ્યો તું મુજ દ્વાર.

કેમ કરીને દ્વાર ઉઘાડું,
મધરાતે ઓ હાકલ પાડું,
કેમ કરી તુજ આસન માંડું
નીરવતાને દ્વાર ?

છોડ હવે તું આંગણુ મારું,
સૂસવતું આ ઘન અંધારું,
આજ તને કયાંથી સત્કારું ?
શૂન્ય રહ્યાં મુજ દ્વાર !

દિલ ચાહે તો નામ દઇને,
અન્તર પાવક તેજ લઇને,
પધાર મારો નાથ થઇને–
ઝટ ઉઘાડું દ્વાર.

૧૦–૭–૪૦

# ઘટઘટનો વાસી

ઘટઘટનો તું વાસી પ્રભુ હો !
ઘટઘટનો તું વાસી !

અન્તર અન્તર મન્દિર સઘળાં
મૂર્ત્તિ સદા તુજ ન્યાળી !
દિવ્ય પુરાતન પ્રેમભક્તિમાં
નિત્ય રહ્યો રસમાલી !
પ્રભુ ઘટઘટનો તું વાસી !

પળભર ચેતનમય જનકાયા—
ત્યાં તું એક નિવાસી.
કાળ તટે જળભરતી ઓટે—
ગીત જગવ સ્વરપ્યાસી.
પ્રભુ ઘટઘટનો તું વાસી !

સાંજ થતાં ધરતી કણુ કણુમાં
કિરણુ કિરણુ પથરાશે—
સચરાચરમાં ત્યાં તુજ પગલાં
નવ મંગલ દેખાશે !
પ્રભુ ઘટઘટનો તું વાસી !

૧૦–૭–૪૦

# આધાર

પ્રભુ તારે એક આધારે નાવ ઉતારું આજ,
મારી નાવ ઉતારું આજ.

પાતાળ પાણી ઊછળી ના કૂદે
તોય મૂકું મારી નાવ!
જાય તરી કે ડૂબતી વચ્ચે
પામું ગમે તે લ્હાવ!
ઉતારું તોય મારી આજ નાવ.

જાય તરી તો નાથ! હે મારા
ગાઇશ હોંશે ગાન!
વેદનાના વલોપાત વિદારી
ધરીશ અખંડ ધ્યાન.
ઉતારું, નાવ ભલે હોય તાણ!

સુખના સાગર તરવા સ્હેલા–
કાયર એ ટંડેલ!
દુઃખના દરિયા ભીષણ તરતાં
કોઇ અનેરી સ્હેલ!
ઉતારું નાવ વિના કૈં વેળ!

ગમે તેવો હોય તોય એ સાગરઃ
ઘેરો એનો ઘુઘવાટ!
એક તારી દીપદાંડી દેખીને
હાંકવી છે પુરપાટ!
ઉતારું નાવ હવે આ ઘાટ!

જાય કદી મારા નાથ જો ડૂબી
નાવડી નીર મોઝાર!
તોય મને ગીત ડૂબિયાંકેરું
ગાવા તું દેજે ત્યાર!
રહી તું આખરનો આધાર!



## જીવનની લ્હાણ

આ માનવનું ગાન જીવનમાં નવનવ પુલકિત પ્રાણ!
બાગ જીવનનો મ્હેકી રૂહેતો આત્મ કુસુમ ફોરમથી!
પુષ્પ પુષ્પમાં અમી છલકતાં, વાય વાયુ યોગમથી!
આ માનવનું.

વર્ષા જેવી ઘોર વેદના આજે અશ્રુ વરસતી,
એ જલ ટીપે ટીપે પ્રભુની પાવન પ્રતિમા લસતી–
આ માનવનું.

સમીર શીળા ઊના વાતા પુણ્ય પથે સૂસવતા,
લ્હેરે આતુર રમી કુસુમડાં ગહનગીત કૈં લવતાં–
આ માનવનું.

આવે કન્યા નયન નચાવી સમીપ સર્વ, મલકતી,
કર કોમલ અડકાવી, અળગી તે પળવાર ઝળકતી–
આ માનવનું.

આવે એક રસીલો માળી છાબ ઝૂલે નિજકરથી,
એક એક ફૂલ ચૂંટી છાબે લેતો છોડ ઉપરથી.–
આ માનવનું.

૧૪–૩–૩૯



## ભણકાર

હરિ મને કોણ બોલાવે રે?
કોણ બોલાવે રે?
અનંતથી હાકલ આવે રે!

દિગંતની દિવાલ ભેદીને સૂર તેના જો આવે,
માઝા મૂકી ગરજે સાગર-તેની પાર બોલાવે;
હરિ મને કોણ બોલાવે રે?
ચંદ્ર તણું છે છીંડું પાડયું, કંટક ત્યાં વેરાયા,
તે છીંડે થઈ જાવા તે ગમ સૂર અહીં સુણાયા.
હરિ મને કોણ બોલાવે રે?
ગીત ગૂંજતું અન્તર હોંશે ત્યાં શી હાકલ આવી?
સિતાર મારી શાંત કરી મેં આંસુ નયનમાં લાવી!
હરિ મને કોણ બોલાવે રે?
નવઉષાનો ઘાટ ઝંખવો જાવું કો અભિસારે,
આ સ્થળનું આ સ્થળમાં છોડી નીકળવું અન્ધારે!
હરિ મને કોણ બોલાવે રે?
મંદિરનાં સૌ દ્વાર ભીડ્યાં મેં, બંધ કરી સૌ બારી,
એક પૂરાયો આતમ મારો, આજ ગતિ અહીં ન્યારી.
હરિ મને કોણ બોલાવે રે?
સાદ સુણ્યો છે તો ત્યાં જાવું, નિર્જન કેડી લેવી,
ઉતરી સાગર-દિગંત ઉતરી-ભોમ તજી આ દેવી,
હરિ મને કોણ બોલાવે રે?

# પ્રભુદર્શનની લીલા

મારો નાથ આવ્યો સામે પાર રે !
એનાં તેજ અમી પારાવાર રે !

મારાં નેણુ તો આભ અનંતે
ઊડ્યાં થઇ કિરણના સ્વાર રે !
જોઇ રહ્યાં ત્યાં તેજપ્રલયમાં
દિવ્ય નેહ પ્રભુ મુજ સાકાર રે !
મારો નાથ આવ્યો સામે પાર રે !

જોઇ નવજ્યોતિ દિશ દિશ માંહે
જોયાં સ્નેહલ ઝળહળ નેણુ રે !
પણુ તેજ નથી આવાં જોયાં
તેજ સરિતનાં ત્યાં વ્હેણુ રે !
મારો નાથ આવ્યો સામે પાર રે !

મારે રેણુનો ચંદ્ર ન જોવો,
જોવા નથી અમીભર તાર રે !
ઉષા નિરખવા નથી ઊઠવું–
આ તો અનુપમ કરભંડાર રે !
મારો નાથ આવ્યો સામે પાર રે !

ઘોર અંધારાં ઊંડે આભમાં
જાંખુ રંગની વચ્ચે ગંગ રે !
એની આ પાર સાગરઘાટે
ખીલ્યા તેજતણા શુભરંગ રે !
મારો નાથ આવ્યો સામે પાર રે !

હવે નિર્વાણ મુખે શું માંગું ?–
ગાઉં શાને શોકનું ગાન રે !
તારે ચરણે આ શિર ઢળતાં
મળશે મોંઘું મીઠું નિર્વાણ રે !
મારો નાથ આવ્યો સામે પાર રે !

સંધ્યાવનની કુંજ સલૂણી
કાળગંગાનો મંજુલ નાદ રે !
કળશ ચન્દ્રનો મન્દિર ટોચે–
શાને આવે હજી નહિ સાદ રે !
મારો નાથ આવ્યો સામે પાર !

ધાઇ કોટે તને હું ભેટું,
છોડું નીરવ મારાં દ્વાર રે !
તારે ખોળે ગીતો ગૂંજું,
મારા ભવભવના દાતાર રે !
મારો નાથ આવ્યો સામે પાર રે !



## પથિક પથ

સખિ ! હું પથિક, પથ નિર્વાણ,
જીવન મંગલ પુલકિત ગાન !

કઈ કઈ સહરા, કઈ કઈ કાનન,
મેં જ વટાવ્યાં કાળ પુરાતન,
ઋતુઋતુનાં મેં સુણ્યાં વાદન,
અણુઅણુમાં જ્યાં જાગ્યો પુલકિત પ્રાણ–
સખિ ! હું પથિક, પથ નિર્વાણ !

પરિમલ પ્રસરે વિમલ અનિલમાં,
રાગ પરાગે વિલસે દિલમાં,
સળંગ પથ આ વિશ્વ અખિલમાં
પગલે પગલે સુણુવાં દિશ દિશ ગાન,
સખિ! હું પથિક, પથ નિર્વાણુ!

સંધ્યાના ઉજ્જ્વલ અભિસારે,
સ્નિગ્ધ સ્નેહસ્વર સુણ્યા જ્યારે-
ક્રંદન પણુ મેં સુણ્યાં ત્યારે,
એ પથ છોડી-નવ પથમાં મસ્તાન-
સખિ! હું પથિક, પથ નિર્વાણુ!

એ જ એક પથ અનંત મારો,
અનસ્ત ઝગકે ત્યાં ધ્રુવતારો,
ચાલ સખી! તું છોડ ઉતારો
નવજીવનમાં નવલ પંથપ્રયાણુ
સખિ! હું પથિક, પથ નિર્વાણુ!

શિબિરસુધી આ મારગ દોરે,
સાંજ સવારાં જ્યાં નિત ફોરે,
જ્યાં સુણુવો ના ક્રંદનશોરે,
શાંત પંથ એ-ગાવાં પુલકિત ગાન-
સખિ! હું પથિક, પથ નિર્વાણુ!

૨૫-૯-૪૧

# સોનેટ પર સોનેટ

: પૃથ્વી :

લખો, કવિજનો ભલે ધ્વનિત શબ્દરત્ને રમી,
ગુંથો સુભગ સેર એ લલિત ચૌદ લીટીતણી-
પરન્તુ નહિ અેતમા રહી લગીર જ્યોતિકણી
વિલીન કરશો, ભલા સમજહીણુ અર્થે ભમી.
બધા પ્રબલભાવ તો ઝગી રહે કળામાં શમી.
કરો વિમલ ભક્તિએ અનુપ મૂર્ત્તિ, શોભા ગણી !
પ્રમાણસર ઇશ્વરે મનુજમૂર્ત્તિ સૌ આપણી
ઘડી કુશળ દૃષ્ટિએ, નહિ જ એ કળા છે કમી.

પ્રદીપ્ત પ્રતિબિમ્બ મેઘધનુનાં ય કાસારમાં
પડી, નિજ પ્રભા જુઓ દ્વિગુણ વિશ્વમાંહે કરે.
મહોહ્યન કલ્પના, પ્રબલપૂર ભાવોતણું
સમાવી ધ્વનિતે રહો ! નિરખશો ઘડીવારમાં
પ્રભા પુનિત કાવ્યની ! ધ્વનિતબન્ધને વિસ્તરે
સ્વતંત્ર પરમાવધિ કવન ચૌદ બ્રહ્માંડનું !

૭-૩-૩૯



# રજની

: મંદાક્રાંતા :

બાંધી કાંડે ધવલ કુમળાં સમ પુષ્પો સુહાગી,
મૂકી છૂટા મૃદુ ચળકતા કેશ ચારે દિશામાં,
ધીમે ધીમે નીરવ પગલે ચાલતી રાત શ્યામા
રમ્યા ઉષા અવનિ અરથે યાચવા, મન્દભાગી.
થોભી લાંબો સમય પ્રભુને દ્વાર તે ભીખ માગી–
કિન્તુ નાવ્યો પ્રભુ મુખ થકી સાદ એનો કશામાં;
હારી હામે પળ વિચરતી શોકઘેલી દશામાં.–
"પૃથ્વી કાજે અધિક મરવું: થાઉં ના આત્મત્યાગી!"

ફેંકી એની સરસ તુંબડી સિન્ધુના મસ્તનીરે,
ડૂબી એ યે જીવન ત્યજીને ભવ્ય સિન્ધુ વિશાલે.
જામ્યા રંગો ત્યહીં સલિલમાં મન્દ સુરમ્ય ધીરે–
ને એનાથી પ્રગટી નવલી શ્રી ઉષા વ્યોમભાલે,
જાણ્યું એણે નહિ, હતી ઉષા તુંબડીમાં લગીરે.
હાવાં પાછી રજની નિકળી ક્યાંથી ઉષા નિહાળે!

૧૫–૪–૩૯

# બીજની ચંદ્રરેખા

: મંદાક્રાંતા :

સોહે આભે લલિત મધુરી બીજની ચંદ્રરેખાઃ
એકકે તારો નહિ નભ વિષેઃ વાદળાં ઘોર ઘૂમે;
સંધ્યાની યે રજ નહિ રહી, ફક્ત વાંકી સુરેખા
આછા ઝીણા ધવલ શશીની શ્યામ વ્યોમે ઝઝૂમે.

શ્યામાભ્રો તો કઈ કઈ ફર્યાં ઢાંકવા ચંદ્રકાયા
તોયે રે'તો અડગ શશી એ ને ઘડીવાર જાતાં
સોહે એના વિપુલ વપુએ ના ત્યજી તેજમાયા;
આવ્યાં કૈં ને કઇ પણ ગયાં અભ્ર વ્યોમે લપાતાં.

એ રૂપાળી લલિત લસતી ચંદ્રરેખા વિકાસી
આભે કો' દિ' સુદ ઝળકતી પૂર્ણિમા ચંદ્રચારુઃ
અભ્રો આભે, દુઃખ જીવનમાં; ચંદ્રરેખા સુહાસી
વ્યોમે, તેવી જીવન મહિં યે આશરેખા ન ધારું?

રેખા પેલી વિકસી બનશે પૂર્ણિમા વ્યોમપાને-
આશારેખા વિકસી બનશે સિધ્ધિ આજન્મ ટાણે.

૨૨-૫-૩૯



## ચંદાને

: મંદાક્રાંતા :

હે ચંદા તું અનુપ પ્રતિમા પત્થરોની બનેલી-
પ્રાણોલ્લાસે અમિત ગગને ઘૂમતી ભવ્ય રાતે.
ઝૂલે તારી કિરણચમરી વ્યોમમાંહે પ્રવાતે
પ્રેરી ભોમે કવિહૃદયમાં ઝંખના કાવ્યઘેલી.
આઘે આઘે રમતી રમણા બંકિમા તું વસેલી
ઘૂમે પાછી નવલ ભવને પૂર્ણિમા દિવ્ય ભાતે,-
જાણે મીઠું મધુર કૂજતું સ્નિગ્ધ ચંડોલ જાતે
તું ઊડે શું? નીરવ મધુરું તેજનું ગાન રેલી!

હો કાયા એ ધવલવરણી શૈલ વા રેત્ય કેરી
વા માટીની નીરવ ધબકે કિન્તુ શા તેજ એનાં!
તેજે તારે અવનિ મધુરી ગૂંજતી શાંત સૂર,
આ કાયા યે તુજ સરીખડી માટીની છે અનેરી!
જીવી જાણે જીવન ખરું જો એ કદી તો મજેનાં
રેલી રે'શે જગતભરમાં કીર્તિનાં તેજપૂર.

૧-૯-૪૧



## તમે અનુપ સુન્દરી !

: પૃથ્વી :

તમે અનુપ સુન્દરી શુભ કલેન્દુ નેત્રો ધરી
યુવાન ઉરવ્યોમમાં નવકળા કરી રાજતાં:
રસાર્દ્ર અધરે કર્યો કમલરંગ ને સાજતાં
સજી લલિત વસ્ત્ર યૌવન ઉરે છુપાવી જરી.
લસે શરદચંદ્ર જેમ નભ વાદળીમાં ઠરી;
મયંક રસરુપ યૌવનતણા જરી લાજતા
છુપાઇ તમ વસ્ત્રવાદળમહીં દગો આંજતા.
તમે યુવતિ પૂજ્ય પ્રેમપ્રતિમા જ પૃથ્વીપરી !

ભલે ન દમયંતી હોય વિધુશેષ તેજે બની;
તમે પણ ધરી પ્રભા નભશશાંક કેરી હશે ?
અ-હં ! જગતમાં રહી વિધુ તમે જ ઊજાળતાં;
બધાં યુવકઉરની ઝરણી શેં તમારા ભણી
હશે વહી રહી સદા ? પણ ન ઉર મારે થશે
કશો થનગનાટ યે હૃદયતૃપ્તિ બીજે થતાં.

૪-૪-૪૦

# પ્રેમસમુદ્રે સફર

: શિખરિણી :

મૂકી મેં તો મારી તરણી તરતી સિન્ધુસલિલે,–
ન અંધારી રાતે લલિત શશીરેખા ગગનમાં
સરે, ધીમે નાંખી નિજ કિરણની જાળ, ક્ષણમાં
ઉપાડી લે મોતી પળ પળ ખસી મન્દ અનિલે ?
સખી ! એવી મારી તરણી તરતી–મન્દ ગતિ લે
હવે જાળી નાંખી મુજ નજરની નીર ઘનમાં.
ઉપાડું છું મોતી સમ મધુર કાવ્યો વહનમાં;
ગૂંથી એની માલા દઇશ તુજને પ્રેમલ દિલે.

નથી મેં તોફાનો કદિય નિરખ્યાં સાગરમહીં–
ન કે ઝંઝાવાતો મહિં કદિય ઘૂમ્યો પળ હજી !
સમુદ્રે છે મારી તરણી પણ તોફાન ક્ષણ જો
ઊઠે તો તો મારી તરણી ડુબશે આથડી કયહીં !
તરે યા ડૂબે એ પણ ન મુજ શ્રદ્ધા દઉં તજી,
ડૂબે તો સૌ મોતી તુજ નયનનાં અશ્રુ બનજો !

૧૪–૩–૪૦



## સ્વપ્નનું સ્વપ્ન

: મંદાક્રાંતા :

પોઢી, સ્વપ્ને ભ્રમણ કરતો જન્મભૂમિ ઉછંગે,
જોયાં પાછાં સહુ ઝુમી રહ્યાં ખેતરો-બીડ પીળાં,
વ્હાલે પાછો મળી સ્વજનને-હર્ષનો દીર્ઘ વ્હીલાં
પામું ને આ હૃદય ઠરતું ગીત ગૂંજે ઉમંગે.
સૌ વ્હાલાંને વિસરી ન શક્યો; સાથી તે સર્વ સંગે
પ્હોંચ્યા પેલી સરિત દિશમાં જ્યાં વહે નીર નીલાં;
ગાયાં પાછાં પ્રિય સરિતનાં દિવ્ય ગીતો રસીલાં,
નાહ્યા સૌ ત્યાં વિમલ જલમાં મ્હાલતાં મુગ્ધ રંગે.

જાગી ઊઠ્યો ત્યહીં ઘર મહીં પારણે બાલ રોતાં,
ઊઠી, ઝોળી ઝુલવી શિશુને સદ્ય દીધો સુવાડીઃ
થોડી વારે સમીપ ફરી ત્યાં હું સુતો સેજમાંહે,
ઝંખી રૂહેતાં વતન સ્મરણો; બાલ પોઢેલ જોતાં
ચિંતું હું, શું નહિ શિશુ હશે ઘૂમતો દિવ્ય વાડી-
એના પેલા પ્રિય વતનની સ્વપ્નની સ્હેલગાહે.

૨૯-૩-૩૯

## વદાય વેળાએ *

: મંદાક્રાંતા :

દીઠી નૌકા જલધિજલમાં કેક વ્હેતી તુફાને,
તેમાં વ્હાલા! નવલ નિરખી નાવ નાની તમારી;
હૈયાં હર્ષે અમ મલકતાં આવકારી, અમારી
પાસે તેડ્યા તટ નજીક આ નાવ લંગારવાને.
ને સુણીને શિશુગણ તણા રમ્ય કલ્લોલ કાને
આવ્યા ભાવે પથ દિશ તમે ફેરવી; ને વિદારી
ચિંતા ત્યાં સૌ ફરી ફરી રમ્યાં અન્ય નાવો વિસારી;
નાચ્યાં રાચ્યાં રસમય બની આત્મના સ્નેહગાને.

જાણ્યું નો'તું ઘડી મહીં જશો આમ હંકારી ક્યાંથી,
છોડી ગાતાં શિશુગણ અહીં રંક આ ભોમ આરે.
તોડી નાંખ્યાં સકળ ઉરનાં લંગરો; ને ચઢાવ્યાં
સ્નેહે ભીના સઢ ગગનમાં શોધવા અન્ય સાથી.
છે સિન્ધુ તો સફર કરવી–કૈં કિનારા તમારે
જોવા કિન્તુ દિવસ ભૂલશો ના અહીં જે વિતાવ્યા!



* શ્રી. સ્નેહરશ્મિને વિલેપારલે ગોકળીબાઇ હાઇસ્કૂલના શિશુગણવતી એમની વદાય વેળાએ. શ્રી. સ્નેહરશ્મિનું 'વિદાય વેળાએ' નામનું કાવ્ય 'માધુરી'માં છાપેલું તેના જવાબ લેખે.

# વેદનાની લીલા

: મંદાક્રાંતા :

ચારે બાજુ ગહન મધુરી શાંતિછાયા છવાઈ,
ના દેખાતી મન રીઝવતી ભાનુની ભર્ગલીલા—
આવ્યાં અભ્રો નીરવ પગલે શ્યામ અંગે રસીલાં
ધીમે ધીમે અતલ નભમાંઃ ભાનુ રે'તો લપાઇ !
જાણે પૃથ્વી સ્વજન સ્મરણે શોકનું ગીત ગાઈ
આક્રંદોથી ભીંજવી રહી શું આંસુએ આત્મશિલા ?
રે'તાં પંખી નિજ નિજ ઘટાકુંજમાં પ્રેમવ્હીલાં
એ આઘેરાં નભ વિહરતાં વાદળાંથી છુપાઇ.

એ અભ્રોથી ધનુષ પલકયું સપ્ત રંગે અનેરું
ને ધીમેથી ગગનપટની વાદળી એક થાતાં
રેલે ધારા અવનિ પર આ અશ્રુની દિવ્યસૂરે.
હૈયે મારે પણ કંઇક આ વેદના આર્દ્ર કેરું
જામ્યું મોટું જલદ ગણુ ને બાણુ પેલું તણાતાં
રહે રંગોથી મુદ પલકતું રેલવી કાવ્ય ઉરે.

૩—૫—૩૯

# તાપીને–

(મંદાક્રાંતા)

લાંબે ગાળે સફર કરતાં આજ તારે કિનારે
આવ્યો, જોઈ તુજ સલિલને મન્દ ગંભીર વ્હેતાં,–
વાતો જૂની નિજ ઉરતણી હોય જાણે ન કૂહેતાં
છાની માની રસિક ઉરને રમ્ય એકાંત આરે.
તાપી! હું તો સમય દરિયે માત્ર મોજું અસારે–
જીવ્યો, જોયું જગત સઘળું–દર્શનો કૈંક દેતાં
લીલાં શીળાં વિપુલ ઝરણાં શૂન્ય થાતાં ન રે'તાં;
ત્યારે તું તો વહી રહી અહીં કયારની એકધારે?

તેં પૃથ્વીના પટ ઉપર આ વ્હેણુ તારું વહાવી
પોષી પાળી સુરત પુરી ને કુંજ લીલી બનાવી.
તેં તો સેવા કઇ વરસથી ભક્તિભાવે કરેલી
ના ભૂલાશે પુનિત સરિતા! ડૂબતાં હોડી પેલી.
હું યે પાપી મુજ જીવનમાં કો ઘડી થાઉં તેથી
ના કૈં પાપી જીવનભર; તું તેમ પાપી ન એથી.

૧૦–૧૧–૩૮

# જુહૂ પર ત્રણ સૉનેટ

: મંદાક્રાંતા :

## જુહૂ તરફ જતાં

ગાતાં ગાતાં મગન બનીને બે ઘડી સ્હેલવાને
ચાલ્યો તારા તટ તરફ હું ગૂંજતો ગીત ધીરે,
ઠંડા મીઠા પ્રતીચિ દિશના મન્દ વાતા સમીરે
છોડી મારું ઘર; સમીપ તું આવતો એકતાને.
સૂણું તારો જલધિરવ ને વ્યોમ કેરા વિતાને
જામ્યા રંગોતણી અનુપ તે રંગ સુરેખ નીરે
સોહી ર્‌હેતી હરિત નમણી તાડ નિકુંજ તીરે
ઝૂલી ર્‌હેતી લલિત, નિરખી આવતો ભવ્ય સ્થાને.

ન્હાના મારા હૃદયબીનથી ગીતડાં સૂરઘેલાં
ઝીણા મીઠાં જગવી તટની ભવ્ય શોભા નિહાળી
ચાલી રે'તો; વિચરી રહીને 'આજ મ્હેફિલ કેવી !
બેઠી પેલી રૂપની પ્રતિમાશી ગણિકા નવેલાં
વાદ્ય એનાં ઉદધિ સમીપે ઠોકતી; સિન્ધુ તાલી
લેતો જોરે જગ નીરવ જ્યાં, મોજ તે આજ લેવી !'

## જુહૂને તીરે

રાતી સાડી કનક વરણી પ્હેરી મુગ્ધા રૂપાળી
બેઠી નીચી ક્ષિતિજ ઉપરે બીન રૂડું બજાવી
પશ્ચિમાન્તે, ઉદધિ કરમાં ઊર્મિ ઘેલી નચાવે
રાચી ર્‌હેતી લયલીન બની ખીલવી ઓષ્ઠ લાલી.
પ્રેમોન્માદે ઉદધિ ઉછળે તે ગણિકા નિહાળી
તાને તાને ગગન ભરતો ઘોષ ઘેરા જગાવી.
લાલી એને રગ રગ સરી સાંધ્યની, રંગ લાવી;

જાણે સંધ્યા રસિક ગણિકા પાથરે પ્રાણ, વ્હાલી
છાની મીઠી નિજ પ્રણયની વાત કૈં ખાસ કૂહેતી.

ભૂલે પ્રેમી જીવિત જગની ભ્રષ્ટ લીલા, ઉમંગે
ના સિન્ધુને પડી કશી તમા જોઇ કે માનવીને;
ત્યાં તો ભીડી ઉદધિઉરને ચૂંબનો દીર્ઘ લેતી
સંધ્યા ચાલી જતી પળ મહીં રંગ ઉપાડી સંગે;
રે'તો સિન્ધુ કકળી જગમાં પ્રેમઘાવે દ્રવીને.

## જુહૂથી પાછા ફરતાં

ના સ્હેવાતાં ઉદધિ ઉરનાં આર્ત્ત આક્રંદનો એ–
ચાલ્યો પાછો ઘર તરફ હું, ઝંખતો ગામ મારું
ને મારાં સૌ સ્વજન સ્મરણે વાત આખી વિસારું.
કિન્તુ સિન્ધુ ઘુઘવી ગરજે કારમું સ્પંદનોએ.
તે સૂણીને મુજ હૃદય યે પાછું ઘેરાય શોકે
ને રસ્તામાં પૂંઠ ફરી રહું જોઇ પાછું અકારું
તે સિન્ધુનું ઉર કકળતું પ્રેયસી સાંધ્ય સારું.
કિન્તુ ઉંચે મુજ નયન આ દશ્ય જૂદું વિલોકે.

સંધ્યા ચાલી દૂર ગઇ હતી તોય દૂરાન્તરેથી
તાણી છેડો તિમિર ચીરનો નાર લજ્જાળુ જેવી,
તે સિન્ધુને રહી ખીજવતી અંગૂઠો દાખવીને;
'રહે તું તારે! ઉદધિ નકટા નાક છે? ના હવેથી
તારી સાથે રહીશ કદીયે, હું રહી વ્યોમદેવી
ના કૈં તારા ક્ષણિક પ્રણયે ભ્રષ્ટ થાઉં ફસીને.'

૨૮–૨–૩૯

## તાજમહાલ

: મિશ્રોપજાતિ–વસંત :

તું તાજ પાષાણતણો બનેલો !
પાષાણ તો છે જડ પૃથ્વીમાંહે
તું શું બન્યો સૂક્ષ્મ જડત્વમાંથી ?
બે અન્તરોનું કરી એક હૈયું
તેં તો ધર્યું દેહ વિષે સદાનું.
રગે રગે છે ધબકાર તારે
હૈયે મહા શાશ્વત શોક ભારે
ઉદાસ તું નિત્ય દિસે અકેલો.
નથી નથી અન્તર આજ તારે
ઉલ્લાસ તારી ગત પૂર્ણિમાના !
તું ઝંખતો ઉજ્જ્વલ પૂર્ણિમા સદા;
–તે જાય સત્તાવીશ આંગણે અને
મળે તને પ્રેમ અપૂર્ણ એનો.
એનો તને શોક સદૈવ હૈયે ?
એ નિર્મળા અન્તર પ્રેમપૂરે
આવ્યાં જનો ચોગમથી તૃષાર્ત્ત;
પાયું બધાંને અમી પ્રેમકેરું
આતિથ્યભાવે નિત તેં જ પ્રેમે.
હૈયું તને હોત નહીં કદી તો
તૃષાર્ત્ત હૈયાં કદી તૃપ્ત થાતે ?
એ પ્રેમ પુણ્યપરબે પ્રભુતા નથી શું ?

૨

: મિશ્રોપજાતિ–વસંતતિલકા :

પાષાણની તું પ્રતિમા વિરાટ
વસુંધરાના મનુમન્દિરે તું–

છે પ્રેમનું ભવ્ય પ્રતીક પૂજ્ય !
તું તો અલૌકિક વિરાટ મૂર્ત્તિ !
નમું તને પ્રેમ–પ્રતીકને નમું:
રમું શશી મંગલ તેજમાં રમું–
કાન્ત્યોર્મિએ પ્રેમપ્રભા વિષે ભમું !
તું વિશ્વવન્દ્ય મનુમન્દિર પ્રેમ કેરું !

૩

: અનુષ્ટુપ્ :

આત્માના ઓજસે તેં તો કીધાં મુગ્ધ મનુષ્યને
મોંઘેરા માનવી હૈયે મ્હેકાવી પ્રેમ મંજરી !
ગૂઢ ચૈતન્ય છે તારા પથ્થરે પથ્થરે ભર્યું–
પૂર્ણિમા–ખોળલે એનું દિવ્ય સૌન્દર્ય વિસ્તર્યું.
જોવાને માગીએ તેવો જોવા તું સરખો રહ્યો–
તપસ્વી ત્યાગની મૂર્તિ ! દિવ્ય દર્શન તાહરાં !

: મિશ્રોપજાતિ–વસંત :

યોગીન્દ્ર તું પાર્થિવ પામરોનો
ગંભીર ને સૌમ્ય સ્વરૂપધારી !
તું તો રહ્યો શાશ્વત ધ્યાનલીન
તારાક્ષરી ગૂઢ નભાંક કેરી
ઉકેલતો શું વિરમી તટે આ ?
આ જમ્બુદ્વીપે યુગસારથીનાં
સદા પનોતાં પગલાં પડયાં અહીં.
બુદ્ધે અહીં માનવની મુમુક્ષા
ચહી, મુમૂર્ષુ મૃગણાર્થ થાતાં.
સમાધિમાં મુગ્ધ હજી અહીં તું
યોગીન્દ્ર છે પાર્થિવ પામરોનો!
ને બુદ્ધભિખ્ખુ સમ શીર્ષમૂંડને

કરી અહો તું ભુજ ઊર્ધ્વ યાચતો
શું દાન તે પૃથ્વી–ધનેશ્વરી કને?
તેં યાચતાં દાન, ધનેશ્વરીએ
દીધું તને–તે ચરણે પડી રહ્યું.
પૂનેમનો ઉજ્જવલ દિવ્ય હીરો;
ને કંકણો કુંડલ કો' પરીનાં
સંધ્યા સમે કંકુમ રંગ રંગ્યાં,
ને તારિકાની નવમાલિકાઓ
ધનેશ્વરીએ તુજને ધરી દીધાં–
વિચ્છિન્ન આજ સહુ એ તુજ ચર્ણ પાસે
પડી રહ્યાં–કેમ ન ઊંચકે તું?

: અનુષ્ટુપ્ :

તે ૧ભિખ્ખુને જવાહીરે ના સંતોષ થયો હતો–
તને યે તૃપ્તિ ના એથી એમ–? શું હજી યાચતો?

: શાલિની :

હિમાદ્રિની હારમાલે હીરાની
ખાણો ખૂંચી કોણ તે ખાણ ખોદે?
વ્હેતી ગંગા અદ્રિમાલા ઉછંગે–
કંઠે તેને ઝલતી તારમાલા.
તારે તેનું કામ શું બુદ્ધભિખ્ખુ?
તું શું યાચે મૌન સેવી સદાનું?
શા ભંડારો છે હજી તું જ કાજે?
પૃથ્વીના એ સિદ્ધિવંતા નૃપાલે.



૧ બુદ્ધભિખ્ખુ ભગવાન બુદ્ધને નામે દાન માગવા નીકળે છે. નગરમાં દ્રવ્ય અને લક્ષ્મીનાં માંગ્યાં દાન મળે છે પણ એ સ્વીકારતો નથી. નગરની બહાર એક બાઇ કપડું આપે છે તે સ્વીકારે છે.

એનો દાટેલો ઘડો કૈં યુગોથી
કાઢી, આપ્યા તેજઅંબાર હીરા
કૈં ઓજસ્વી સૂણતાં સાદ તારો.

: અનુષ્ટુપ્ :

આજ કે કાલની ના ના સમાધિ તુજ આદરી,
વ્હાણાં તો કૈંક વર્ષોનાં વાયાં છે ઘુમ્મટે ફરી.

: મિશ્રોપજાતિ :

મળ્યું તને શું તુજ એ સમાધિમાં,
જાણી શકું હું નહીં કોઈ કાળે
ભવિષ્યમાં યે મળશે તને શું ?
ન કલ્પનાને તટ ઝંખી હું શકું.

૪

: વસંતતિલકા :

તું બુદ્ધધર્મતણું પૂજ્ય પ્રતીક વિશ્વે
આજે ઊભું જગતને તુજ સાદ દેતું !
નિર્વાણની અચલ એક ધરી સમાધિ :
તું વિશ્વધર્મ અવશેષ અનંત કેરો !
ઇસ્લામ–સંસ્કૃતિ તણું હજી યે પ્રતીક
છે તું જ—પ્રેમસરિતે કરી આર્દ્ર હૈયાં–
રે કૈંક માનવ તણાં, પ્રણુ એક તારે !
તું ભવ્ય પ્રેમકથની જગને સુણાવે !
ઇસ્લામ–સંસ્કૃતિ તણો ચિરમંત્ર મૌને
ધ્યાનસ્થ તું જપી રહ્યો અમ આર્યભોમે !
જ્યાં પોઠ મુસ્લિમ તણી ઊતરી અમારી
આ પ્રેમ આર્દ્ર ધરતી પર પ્રેમઆશે–
તે ભવ્ય ગંગયમુના સમ સંગમે તું–
ઇસ્લામ–હિન્દુ ઉરસંગમનો અપૂર્વ

તું આજ મૂર્ત્ત જગવે સ્વર સ્નેહકેરો !
પેગામ એક તવ ભવ્ય વિરાટ શિલ્પે
વાંચે મનુષ્ય સહુ આ ચિર પ્રેમ કેરો
પૂજા કરે પ્રણયની સહુ એક ભોમે !
તું બુદ્ધ, ખ્રિસ્ત વળી મુસ્લિમ-હિન્દુઓનું
અદ્વૈત એક જગમન્દિર ભાવનાનું.

૫

: મિશ્રોપજાતિ :

મેં તો તને એક સુરમ્ય વેળા
પૂનેમનાં પીયૂષ—વર્ષણોની
તારાભરી રમ્ય વિભાવરીએ
જોયો હતો સુન્દર રૂપ ધારતો.
ઔદાર્ય, કૌમાર્ય રસાર્દ્રતાથી
તું શોભતો મંજુલ સ્વપ્નમાંહે
હાથે ધરી દર્પણ હોજ કેરો
ને અન્ય હસ્તે શરુ-હાર દાંતિયો[૧]
તારાં વધ્યાં રૂપલ કેશ ઓળવા.

: અનુષ્ટુપ :

સૌંદર્યમુગ્ધ તું રાચ્યો કૃષ્ણની ધરતી વિષે,
જીવતો જાગતો બેઠો તું તો માધવી મણ્ડપે.
સૃષ્ટિના સાથિયે લીલા સૌન્દર્ય રસરાજની !
કલાનો ખીલવી તારો કલાપ નવતેજથી !
વિશ્વના પ્રેમને પાને સૌન્દર્ય મંગલાક્ષરી.
અન્તરે અન્તરે એનાં સૌરભ-સુરખી ભર્યાં !
તારે યે અન્તરે એના રંગો રાગવિલાસના
ભર્યાં છે શાશ્વતાનંદે એ માટે જ ઉપાસના !

●

૧ તાજમહાલની આગળ આવેલાં શરુનાં ઝાડની હાર.

: મિશ્રોપજાતિ :

તને તને યૌવન ધન્ય સાંપડયું
સૌંદર્યનું અંતર તેંય ધાર્યું ?
કિન્તુ તને ના હજી કોઇ સાંપડયું
પ્રિયા થવા પ્રેમપરાગ ફોરવા ?
ચાહે ભલે કોઇ તને, ન વા ભલે
તારું છતાં દર્શન છે અનેરું.

૬

રહી સદા તુ ઇતિહાસઆરસી
સહી સદા કાળ કરાલ વીંઝણા
પ્રેમોર્મિની મંજલ મંજરીઓ
મ્હેકી રહે પલ્લવતી વસંતે.
વસુંધરાની વનવાટિકાના
આવ્યા ઊડી કૈં કવિકોકિલો અહીં
તું તાજનો સાજ ધરન્ત અંગે
કિલ્લોલતા કૂજન કાવ્યકુંજે.
તું પ્રેરણા ઊર્મિલ મર્મરોની
તું કન્દરા પ્રેમલ અન્તરોની!
તું શુભ્ર જ્યોત્સ્ના પ્રણયી જનોની
ખીલી મહામંગલ શાશ્વતાર્થે.
તું પ્રેમનું મંગલ મૂર્ત્ત કાવ્ય
ગૂંજી રહ્યું પલ્લવ કુંજકુંજે
કૈં વલ્લરીની વનવાટિકામાં
વા માલતી–મણ્ડપની ઘટામાં!

: અનુષ્ટુપ્ :

પ્રેરણા પ્રેમી હૈયાની સનાતન વસી જગે,
એવું તારા મહીં છે શું પ્રેર્યું જેણે હદે હદે?

૭

: મિશ્રોપજાતિ–વસંત :

તું પ્રેમનું સ્મારક પૃથ્વીમાંહે?
કે માનવીની નવલી કલાનો
કલાપ છે તું જગઆંગણામાં ?
તું ભારતીની ધનરિદ્ધિકેરો
રહ્યો હજી શું અવશેષ છેલ્લો ?
તું શું સદા મંગલ કાવ્યપ્રેરણા
આ વિશ્વકુંજે કવિકોકિલોની ?
તું મૂર્ત્ત કાવ્ય કવિનું ચિરકાલકેરું ?

૮

: મિશ્રોપજાતિ :

ડૂબી ગયો તે ઇતિહાસ–કાળમાં
છોડી જઈ કો અવશેષ તું શા !
રાજા હતો માનવ માનવીત્વે–
એને હતું અન્તર પ્રેમઆર્દ્ર,
એનો હતો વૈભવ વેદનાનો–
એ તાજ ! તું આજ રહ્યો બતાવી.

અમે અમારો ધ્રુવતાર જોઇ
જતા સદા મૃત્યુપથે નિમગ્ન–
–ને રાજવી શાહજહાન એની
એકાંતની એકલ કેડીએ ગયો,
તું પંથકેરો ધ્રુવતાર જોઈ–
સૂતો લઇ ચાદર તારી છાંયમાં !

૯

: મિશ્રોપજાતિ :

તું ના કદી તાજ કળા–કલાપ!
તું ના કદી શાંત પ્રબુદ્ધ ભિખ્ખુ.

: અનુષ્ટુપ્ :

હતી તે પ્રેમની* તંત્રી અનેરા ઉરવાદ્યની
શાહ ને શાહરાજ્ઞીની પ્રેમનાં ગીત ગૂંજતી.
પ્રભુયે લીન એ ગાને થયો ને જગબાગની
મ્હેકાવી મંજરી મીઠી પ્રેમામૃતે નિકુંજની.
લીલા એ અન્તરો કેરી પ્રેમપીયૂષ વર્ષણે;
ત્યાં તો છુટાં પડયાં બન્ને મૃત્યુના પગલે અરે !

: મિશ્રોપજાતિ :

એ પ્રેમનું વાદ્ય તૂટી ગયું ને
ડૂબી ગયું ગીત અનંતતામાં.
આવ્યો પ્રભુ એ સૂર શોધવાને;
મળ્યું ન એને પણ ગીત કયાંયે.
હિમાદ્રિની ઊર્ધ્વ કરાલમાલા
ચઢી ચઢી દૃષ્ટિ કરી દિશે દિશે.
ને ચંદ્રનૌકા લઇ નીર વ્હેણે
સ્થળે સ્થળે સંગીત શોધવાને
ઘૂમ્યો અરે માનવવાટિકામાં.

: અનુષ્ટુપ્ :

તૂટેલા પ્રેમના વાદ્ય તણા તાર હતા પડયા,
નીરવ યમુના—તીરે સૂનકારે સુષુપ્તિમાં.
જોઇને વાદ્યના તારો પ્રભુના નયને સર્યું
અશ્રુબિન્દુ—અહો તે તું ! વસુંધરા વિષે ઠર્યું !

